પ્રકાશન નં. : ૫૮૮





# સીરતે નબવી (સલ.)

## કુર્આને મજીદના અરીસામાં

લેખક :
**મૌલાના મુહમ્મદ અસજદ કાસિમી નદવી**
જામિઅહ અરબિય્યહ ઈમ્દાદિય્યહ, મુરાદાબાદ (યૂ.પી.)

અનુવાદક :
**યૂસુફખાન પી. પઠાણ (ગુંજાવાળા)**
માજી તંત્રી : હિલાલ ''પાક્ષિક''



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

પ્રકાશન નં. : ૫૮૮

# સીરતે નબવી (સલ.)

## કુઆનિ મજીદના અરીસામાં

લેખક :

**મૌલાના મુહમ્મદ અસજદ કાસિમી નદવી**

જામિઅહ અરબિય્યહ ઈમ્દાદિય્યહ, મુરાદાબાદ, યુ. પી.

અનુવાદક :

**યૂસુફખાન પી. પઠાણ (ગુંજાવાળા)**

માજી તંત્રી : હિલાલ "પાક્ષિક"

પૂર્વ આચાર્ય—અંજુમન સાર્વજનિક હાઈસ્કૂલ, રાધનપુર.

ખારીવાસ, રાધનપુર—૩૮૫ ૩૪૦, જિ. પાટણ

• • •



**પ્રકાશન વિભાગ :**

દારુલ ઉલૂમ ભરૂચ — મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ — ૩૯૨૦ ૧૫,
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

કિતાબનું નામ : સીરતે નબવી (સલ.).......

લેખક : (મવ.) મુહમ્મદ અસજદ કાસિમી નદવી

પ્રકાશન નં. : ૫૮૮

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૦૦૧

પ્રકાશન વર્ષ : સન હિ. ૧૪૩૩/સન ઈ. ૨૦૧૨

મૂલ્ય :





પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ – ૩૯૨ ૦૧૫

તા. જિ. ભરૂચ, (ગુજરાત – ઈન્ડિયા)

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

*શરૂ કરું છું અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને પરમ દયાળુ છે.*

**'હુવલ્લઝી બ-અ-સ ફિલ્ ઉમ્મિય્યિ-ન રસૂલમ્ મિન્હુમ યત્લૂ અલયહિમ્ આયાતિહી, વ યુઝક્કીહિમ્ વ યુઅલ્લિમુહુમુલ્ કિતા-બ વલ્ હિક્મત, વ ઈન્ કા-નૂ મિન્ કબ્લુ લફી દલાલિમ્ મુબીન.'** *(સૂરએ જુમ્અહ, આયત-૨)*

આ એ જ પવિત્ર ઝાત અલ્લાહ છે, જેણે (અરબના) અજ્ઞાની લોકોમાં એમનામાંથી જ એક પયગમ્બર પેદા કર્યા, જે તેમને અલ્લાહની આયતો વાંચી સંભળાવે છે અને એમના જીવનને (શિર્ક વગેરેની) ગંદકી દૂર કરે છે અને એમને શણગારે છે અને એમને કિતાબ (કુર્આન) અને હિકમત (વિદ્વત્તા)નું શિક્ષણ આપે છે. જો કે પહેલાં તેઓ ખુલ્લમ ખુલ્લા સંપૂર્ણ ગુમરાહીમાં હતા.

❑ ❑ ❑

**બલગલ્ ઉલા બિ કમાલિહી,**
**કશફદ્દુજા બિ જમાલિહી,**
**હસુનત જમીઉ ખિસાલિહી,**
**સલ્લૂ અલયહિ વ આલિહી.**

— શૈખ સઅદી (રહ.)

**: ભાષાંતર :**

*પરિપૂર્ણતાની આણથી, છે જેહ પદવી ઉચ્ચતર,*
*છે જેહ કાન્તિને પ્રતાપે, તિમિરતાનું રાજ્ય સર,*
*સદ્ગુણ છે પ્રત્યેક જેના શ્રેષ્ઠતર, 'ને દિવ્યતર,*
*સલવાત હો જો તેહ પર, 'ને તેહના પરિવાર પર !*

'મુનાદી'

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

**જનાબ મૌલાના ડૉ. શમ્સ તબરેઝ ખાન સાહેબ**
**(ઉસ્તાઝ : અરબી વિભાગ, લખનૌ યુનિવર્સિટી )**

**અલહમ્દુ લિલ્લાહિ વહ્દહૂ, વસ્સલાતુ વસ્સલામુ અલા મન્ લા નબિય્ય બઅ્દહૂ.**

કિતાબ અને સુન્નત અથવા તો કુર્આન અને હદીસનો પારસ્પરિક સંબંધ એક સર્વ સ્વીકૃત હકીકત છે, એટલા માટે જ ઉમ્મતના ઉલમાએ કિરામ (વિદ્વાનો)એ એકને મતન (મૂળ વાક્ય) અને બીજાને એની શરહ (સ્પષ્ટીકરણ) અને તૌઝીહ (વિવરણ), એકને ઈજમાલ (સંક્ષિપ્ત) અને બીજાને તફસીલ (વિસ્તૃતિકરણ) કહયા છે. આ બન્નેને (કુર્આન અને હદીસને) એક બીજાથી અલગ કરીને ન તો સમજી શકાય છે ન તો એમના ઉપર આચરણ (અમલ) થઇ શકે છે, તેથી એવા ઓછી સમજવાળા અને અલ્પબુદ્ધિ ધરાવતા તથા લાલ–ભૂક્કડ (બુદ્ધિના બારદાન)ની બુદ્ધિ અને સમજ પર આશ્ચર્ય થાય છે, જેઓ ક્યારેક **હસબુના કિતાબુલ્લાહ** (અમારા માટે અલ્લાહની કિતાબ–કુર્આન કાફી છે)નો નારો લગાવે છે અને પોતાને 'કુર્આનવાળા' કહે છે અને ક્યારેક 'મુનકરે હદીષ' (હદીષનો ઈન્કાર કરનાર). આવી જ રીતે તે મુફસ્સિરીન (તફસીરવેત્તાઓ)ની વર્તણૂક હૈરત પમાડે તેવી અને આશ્ચર્યજનક છે, જેઓ કુર્આનના સંશોધન અને કુર્આનની સમજ માટે કુર્આન અને મૂર્ખતાપૂર્ણ સાહિત્યને પૂરતાં સમજે છે અને નબવી હદીસો તથા આસારે સહાબા અને તાબિઈનને ધ્યાનમાં લેતા નથી, તેમને જોઈએ તેટલું મહત્ત્વ આપતા નથી.

મોટા ભાગના આલિમોએ કુર્આન અને હદીસે પાકને મિસ્લુહુ મ–અ–હૂ (બન્ને એક જેવા જ છે)ના પ્રકાશમાં જોયા છે અને કુર્આન

શરીફને હદીસના માર્ગદર્શનમાં સમજ્યા છે અને તેના ઉપર આચરણ કર્યું છે. એટલા માટે જ હદીસે પાકના સ્પષ્ટીકરણ દ્વારા કુર્આનના સ્પષ્ટીકરણનું આખેઆખું ઉપવન અસ્તિત્ત્વમાં આવ્યું છે. આ સિવાય પણ ઉચ્ચ કોટિના અને સર્વમાન્ય સીરતકારોએ સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મૂળ સંદર્ભ માટે કુર્આન શરીફને મહત્ત્વ આપ્યું છે અને સીરતે પાકને કુર્આન શરીફના અવતરણના અરીસામાં પારખી છે, જોઇ છે. કેટલાક આલિમોએ તો કુર્આનને નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નઅત અને મદહ (નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રશસ્તિના ગીત) તરીકે ગણ્યું છે અને કહયું છે કે 'હમા કુર્આન દર શાને મુહમ્મદ'—સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ— આખું કુર્આન મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં છે. આ બધાની સાથે એ પણ એક હકીકત છે કે સીરતે નબવીના વળાંકો, સ્થાન અને પરિસ્થિતિઓ તથા પ્રસંગોની સાથે સાથે વિવિધ સ્થળે કુર્આન શરીફનું અવતરણ થતું રહયું અને સીરતના લેખકોને તથા ઉમ્મતને માર્ગદર્શન મળતું રહયું. સીરતના ખજાનામાં આવાં કેટલાંક પુસ્તકો મળે છે, પરંતુ નજીકના ભૂતકાળમાં એહલે સુન્નતના ઈમામ હઝરતને મવલાના અબ્દુશશકૂર લખનવી (રહ.) અને હઝરત મૌલાના અબ્દુલ માજિદ દરિયાબાદી (રહ.)એ કુર્આની સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ખૂબ જ સારું કામ કર્યું છે, ઘણું બધું લખ્યું છે.

આપણા માટે આ બેહદ આનંદદાયક અને નસીબવંતી બાબત છે કે મુહતરમી અઝીઝ નવજવાન આલિમ અને લેખક મૌલાના અસજદ કાસિમી નદવી (સલ્લમહુલ્લાહુ તઆલા)એ આ અતિ મહત્ત્વંત અને પવિત્ર વિષય ઉપર લખવા માટે પોતાની કલમ ઉપાડી અને લગભગ લગભગ સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સંબંધી પવિત્ર આયતોને આવરી લેવાનો ભરપૂર પ્રયત્ન કર્યો. શક્ય છે કે સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સંબંધી કેટલીક આયતો છૂટી ગઇ હોય, પરંતુ સીરતે પાક ઉપર

કુર્આનના પ્રકાશનું પ્રતિબિંબ પાડી શકાય તેટલું પણ કામ થઇ રહયું છે તેનાથી સીરત અને સીરતના લેખકોને, કુર્આન અને કુર્આનના તફસીરકારોને નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોવા અને સમજવામાં ઘણી સહાયતા પ્રાપ્ત થાય છે, તેમજ નુબુવ્વતના દીપકને અલ્લાહ અને કુર્આનના આ નૂરાની પ્રકાશથી અલૌકિક ફૂંક, રોશની અને ચમક આપી રહયા છે, જેને જોઇને માનવી આશ્ચર્યચકિત થઇ બોલી ઊઠે છે :

**સૂરત તેરી તસ્વીરે કમાલાત બના કર**
**દાનિસ્તા મુસવ્વિરને કલમ તોડ દિયા હૈ.**

અને લો આ પણ સાંભળો :

**રુખે મુસ્તફા હૈ વહ આઈના કે અબ ઓર દૂસરા આઈનહ,**
**ન હમારી બઝ્મમેં ખયાલમેં ન દુકાને આયના – સાઝમેં**

અમને આશા છે કે આ અતિ મહત્ત્વંત અને પવિત્ર વિષય પર લખાયેલું આ પુસ્તક તમામ લોકો માટે સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કુર્આનના દિવ્ય પ્રકાશમાં જોવા, સમજવા અને તેના શિક્ષણ ઉપર અમલ કરવાનો લગાવ, શોખ, જુસ્સો અને લાગણી પેદા કરવામાં ઉત્તેજન અને પ્રેરણા આપનાર પુરવાર થશે. અલ્લાહ તબારક વ તઆલા લેખકની આ અમલી અને દીની સેવાને કબૂલ ફરમાવે અને તેમને દીન અને મિલ્લત માટે ફાયદાકારક ઈલ્મી અને દીની કામો કરવાની વિશેષ તૌફીક અતા ફરમાવે, આમીન !

**-શમ્સ તબરેઝ ખાન**
સફર–૭ હિજરી ૧૪૨૩
તા. ૨૨–૦૪–૨૦૦૨

  

# લેખકના બે બોલ

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી બ-અ-ષહુ લમ્ યઝલ, વલા યઝાલુ હય્યન્ કદીરન્, વસ્સલાતુ વસ્સલામુ અલર્રસૂલિલ્લઝી બ-અ-સલ્લાહુ બશીરંવ્ વ નઝીરા.**

આ પુસ્તક કે જે આપની સામે છે તે 'સીરતે નબવી કુર્આને મજીદના આયનામાં' નબીએ પાક–જેમના ઉપર હજારોહજાર દુરૂદો–સલામ હો–ના જીવન અભ્યાસનો એક નમ્ર અને મામૂલી પ્રયાસ છે. હઝરત મૌલાના મુજીબુલ્લાહ સાહબ નદવી (રહ.)એ આઝમગઢથી પ્રસિદ્ધ થતા 'અલ રશાદ' નામના માસિકમાં કુર્આન સેમિનાર વિશે આમંત્રણ પાઠવ્યું હતું, જેના કારણે આ વિષય ઉપર લખવાની ઈચ્છા થયેલી, પરંતુ કદાચ પ્રતિકૂળ અને વિકટ સંજોગો (નાણાંભીડ)ને કારણે હજુ સુધી સેમિનાર યોજી શકાયો નથી.

મેં મજકૂર સેમિનાર માટે આ વિષય માટે વાતચીતની નિય્યતથી લખવાનું શરૂ કર્યું, પરંતુ કુર્આને કરીમનો અભ્યાસ જ્યારે આ વિષયના અનુસંધાને શરૂ કર્યો તો વિષયનું ક્ષેત્ર વિસ્તરતુ ગયું અને **'લઝીઝ બુદ હિકાયત દરાઝતર નવીશતમ'** અનુસાર જેમ જેમ લખતો ગયો તેમ તેમ આ વિષય વધારે ને વધારે રસપ્રદ બનતો ગયો.

આ પુસ્તકમાં યથાસંભવ સીરત સંબંધી પવિત્ર આયતોના એકત્રિકરણ અને ઐતિહાસિક પ્રસંગોની એકસૂત્રતાનું ધ્યાન રાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આમ છતાં સંપૂર્ણ સંગ્રહનો દાવો તો કોઈ પણ

રીતે કરી શકાય તેમ નથી. કુર્આને કરીમ અને સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બન્ને એવા વિશાળ ઘૂઘવતા સમંદર છે, જેનો ફાયદો રિસાલત યુગથી સતત મળતો રહયો છે અને કિયામતની સવાર સુધી મળતો રહેશે. આ એવો પ્રકાશ છે જે દરેક માર્ગ ભૂલેલાને સન્માર્ગ બતાવી માર્ગદર્શન આપતો રહયો છે અને આપતો રહેશે. આ બન્નેના સંબંધથી હજારો લેખકોએ લખ્યું છે અને લખશે; પરંતુ જે કાંઇ લખવામાં આવ્યું છે અને જે કાંઇ લખાશે તે તમામ આ બન્નેના હક અદા કરવામાં ઓછું છે અને ઓછું જ પડશે.

આ પુસ્તક પણ એક નાનકડો પ્રયાસ માત્ર છે, શ્રદ્ધા સુમન છે, કુર્આને કરીમ અને સીરતે પાકના અભ્યાસનો એક નવીનતમ પ્રયત્ન છે. ખુદાવંદે કુદૂસ એને કબૂલ ફરમાવે, તેના લેખકને અમલ અને ઇખ્લાસની અતિ મૂલ્યવાન દૌલતથી માલામાલ ફરમાવે, આમીન ! એને ઉમ્મત માટે ઉપયોગી બનાવે અને ભૂલોને દરગુજર ફરમાવે. આમીન, યા રબ્બલ આલમીન !

**-મુહમ્મદ અસજદ કાસિમી નદવી**

૧૩, જુમાદલ ઊલા, હિજરી ૧૪૨૩



# અનુવાદકીય

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**નહ્મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.**

અલ્લાહ તઆલા ચાહે છે તેને હિદાયત આપે છે અને અલ્લાહ તઆલા ચાહે છે તેને ગુમરાહ કરે છે. હિદાયતનું આપવું ફક્ત અલ્લાહ તઆલાના જ અંકુશમાં છે.

સર્વે જહાંનોના માલિક, સર્જનહાર અને પાલનહાર અલ્લાહના કરોડો શુક્ર અને એહસાન છે કે અલ્લાહે માત્ર અને માત્ર પોતાના ફઝલોકરમથી તથા પોતાના અતિ પ્રિય રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકા અને તુફૈલથી મારા જેવા ગુનેહગાર નાચીઝ શખ્સને 'સીરતુન્નબવિય્યહ (સલ.) કુર્આનકે આઇનેમેં' જેવા અતિ પવિત્ર અને મહત્ત્વના વિષય ઉપર લખાયેલ અતિ મૂલ્યવાન કિતાબનો અનુવાદ કરવાનું અહોભાગ્ય બખ્શ્યું.

હજારો દુરૂદો–સલામ નબીએ રહમત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર, આપની અવલાદ ઉપર, અહલે બયત, સહાબએ કિરામ (રદિ.) તથા તાબિઈન અને તબ્એ તાબિઈન ઉપર.

૨૦૦૬ના ઓગષ્ટ મહિનાની ૧૩મી તારીખે જમીઅતે ઉલમાએ હિંદ તરફથી 'ઈસ્લાહે મુઆશરા–સમાજ સુધારણા' સંબંધે અત્યંત આદરણીય ઉલમાએ કિરામ હઝરત મૌલાના હકીમુદ્દીન સાહેબ (જનરલ સેક્રેટરી–જમીઅતે ઉલમાએ હિન્દ), હઝરત મૌલાના યહયા સાહેબ (મુદર્રિસ : જામિઅહ અરબિય્યહ ઈમ્દાદિય્યહ, મુરાદાબાદ, યુ. પી.) અને આ કિતાબના મૂળ લેખક હઝરત મૌલાના ડૉ. મુહમ્મદ અસજદ કાસિમી

નદવી (ઉસ્તાદુલ હદીષ–જામિઅહ અરબિય્યહ ઈમ્દાદિય્યહ, મુરાદાબાદ, યુ. પી.) રાધનપુર મુકામે તશરીફ લાવ્યા હતા. હઝરત મૌલાના ડૉ. મુહમ્મદ અસજદ સાહેબ પાસે આ કિતાબ જોતાં પ્રથમ નજરે જ મારા મનમાં એ લાગણી થઈ કે, જો આ કિતાબનું ગુજરાતીમાં ભાષાંતર કરવામાં આવે તો જેઓ ઉર્દૂ વાંચી શકતા નથી તેવા દીની ભાઈઓને ઘણો મોટો લાભ થશે. મેં મૌલાના સાહેબને વિનંતી કરી, જે તેમણે અત્યંત ખુશી સાથે ગ્રાહ્ય રાખી અને કિતાબના એક ખૂણા ઉપર આ દુઆ "બ ખિદમતે મોહતરમી જનાબ યૂસુફખાન સાહેબ, રાધનપુર– ગુજરાતકો ઈસ દુઆકે સાથ કે ઈનકે તુફૈલ ઈસ કિતાબકા ફૈઝ આમ હો' સાથે આ કિતાબ મને હદિયામાં આપી અને વર્ષોથી જે એક તમન્ના મારા મનમાં હું સેવી રહ્યો હતો તેને મૂર્ત સ્વરૂપ આપવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું.

ખરેખર તો અનુવાદ કરવાની પ્રેરણા મને મુહતરમ અબ્દુલકાદિર ફાતિવાલા સાહેબના અનૂદિત અનેક ગ્રંથોના વાંચનથી અને જ્યારે હું હિલાલ પાક્ષિકનો તંત્રી હતો ત્યારે તે ગ્રંથોનું અવલોકન લખતો હતો ત્યારથી મળી હતી. અત્રે હું ગુજરાતના ખાસ કરીને દીની સાહિત્યના લબ્ધપ્રતિષ્ઠિત ભાષાંતરકાર મુરબ્બી જનાબ અબ્દુલકાદિર ફાતિવાલા સાહેબને ખાસ યાદ કરી તેમની પ્રેરણાના ફળસ્વરૂપ આ કિતાબ ગુજરાતના દીની ભાઈઓની ખિદમતમાં મૂકતાં તેમનો ઋણ સ્વીકાર કરું છું અને હૃદયપૂર્વક એમના હકમાં દુઆ ગુજારું છું.

નાચીઝ ઉર્દૂનો બહુ જાણકાર ન હોવાથી કેટલાક કુર્આનિક અને ઉર્દૂના અઘરા શબ્દોના અર્થ અને ભાવાનુવાદમાં મુશ્કેલી અનુભવતો હતો. મારી આ સમસ્યા હલ કરવામાં મને હૃદયપૂર્વક, ઉમળકાભેર સહાયભૂત થનાર અમારા મદ્રસા અંજુમને 'ઈસ્લામિય્યહ જલાલિય્યહ, રાધનપુરના ઉસ્તાદ અને મારા ઈલ્મી ગુરૂ મુહતરમ જનાબ મૌલાના ઝયનુલ આબિદીન કાસિમી સાહેબનો પણ હું હૃદયપૂર્વક આભાર માનું છું. સામાજિક, દીની તેમજ દર્સો–તદરીસના કાર્યમાં અત્યંત વ્યસ્ત હોવા છતાં તેઓ પોતાનો અમૂલ્ય સમય ફાળવી મને જરૂરી માર્ગદર્શન આપતા રહ્યા અને ભાષાંતરમાં

રહેલી ક્ષતિઓના નિવારણમાં મદદરૂપ થતા રહ્યા છે. અત્રે હું મૌલાના ઝયનુલ આબિદીન સાહેબનો પણ હૃદયપૂર્વક આભાર વ્યક્ત કરું છું.

અનુવાદ કરવાનો આ મારો પ્રથમ પ્રયત્ન છે. ઘણી ક્ષતિઓ રહી ગઇ હશે જ, તેને સુધારીને વાંચવા તથા મારું ધ્યાન દોરી માર્ગદર્શન આપવા તમામ વાચકમિત્રોને તથા દીની ભાઇઓને વિનંતી કરું છું.

અલ્લાહ તઆલાથી દુઆ ગુજારું છું કે મુજ નાચીઝને અલ્લાહ પોતાના ફઝલો કરમથી સમાજોપયોગી અન્ય દીની કિતાબોનો અનુવાદ કરવાની તૌફીક આપે, શક્તિ આપે અને ઈસ્તિકામત પ્રદાન કરે. મારા આ કાર્યને કબૂલ ફરમાવે અને મૌલાના મુહમ્મદ અસજદ સાહેબે જે દુઆ સાથે મને આ કિતાબનો અનુવાદ કરવા પ્રોત્સાહિત કર્યો છે તે દુઆ અને તેમની એ ખ્વાહિશને અલ્લાહ પૂર્ણ ફરમાવે, આમીન ! તમામ વાચકો અને કલિમા–ગો દીની ભાઇઓને પણ દુઆની ગુઝારિશ છે.

**'યૂસુફ'કે ઉપર અલ્લાહ તું અપના કરમ કર દે,**
**મેરી ખતાએં યા રબ તૂ માફ સારી કર દે.**
**તેરા ફઝલ ઇલાહી મુઝ પર દવામ હો ફિર,**
**ખૈરુલ વરાકે સદકે મુઝકો કબૂલ કર લે.**

*(યૂસુફ)*

**રબ્બના તકબ્બલ્ મિન્ના ઈન્ન–ક અન્તસ્સમીઉલ અલીમ.**

"હે અમારા પરવરદિગાર ! અમારાં કાર્યોને (અમલોને) કબૂલ ફરમાવ. બેશક, તું જ સાંભળનાર અને જાણનાર છે."

નાચીઝ,
**યૂસુફખાન પી. પઠાણ (ગુંજાવાળા)**
ખારીવાસ, રાધનપુર,
પીન–૩૮૫ ૩૪૦, જિ. પાટણ.
મો. ૯૪૨૭૩ ૬૯૨૦૬

# સીરતે નબવી (સલ.)

## કુર્આને મજીદના દર્પણમાં

**હમહ કુર્આન દર શાને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ – આખું કુર્આન મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં.....**

કુર્આને મજીદનો જો ઝીણવટભર્યો અભ્યાસ કરવામાં આવે તો એમાં સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘણાં બધા કિસ્સાઓ (ઘટનાઓ) અને સંજોગોનું સવિસ્તાર અથવા તો સાંકેતિક વર્ણન મળે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સમયના ગઝવહ્ (ચમત્કાર) મહત્ત્વના પ્રસંગો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિશિષ્ટ લક્ષણો, કાબિલિયત અને વિવેકનું વર્ણન કુર્આને કરીમમાં અનેક જગ્યાએ વિખરાયેલ જોવા મળે છે. આ રીતે તો કુર્આનના દર્પણમાં સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિશિષ્ટ લક્ષણો અને વ્યક્તિગત પ્રસંગો ખૂબ જ વિસ્તારપૂર્વક નજર સમક્ષ આવે છે. વિશેષ કરીને એવો અનુભવ થાય છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને કુર્આને કરીમ બન્ને એક બીજાના પર્યાય હતા. ખુદ હઝરત આઈશા (રદિ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે ફરમાવ્યું છે કે, **''કા–ન ખુલુકુહુલ કુર્આન''** –આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદ્‌ગુણો કુર્આનનું બિલકુલ પ્રતિબિંબ હતા.

સીરત અને ઈતિહાસના ગ્રંથોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવન પ્રસંગો અને સવિસ્તાર વૃત્તાંતોનું વર્ણન સામાન્ય રીતે ઐતિહાસિક અને જીવન પદ્ધતિને લગતું હોય છે, પરંતુ તે જ પ્રસંગોનું કુર્આનમાં વર્ણન થાય છે તો તેમાં દા'વતી ફિકર હોય છે. અલબત્ત, કુર્આન

એ ઇતિહાસ અને સીરતનો ગ્રંથ નથી, પરંતુ હકીકતમાં દા'વત અને પ્રાણવાન પવિત્ર વર્ણનોનો ગ્રંથ છે. એટલા માટે જ તો તેની દરેક આયતે કરીમહમાંથી વિશેષ કરીને એ જ ચિંતા ઝળકે છે અને છલકે છે. કુર્આન પ્રસંગને એવી ઉમદા રીતે વર્ણવે છે કે એનો ફાયદો સમગ્ર વિશ્વમાં સર્વભોગ્ય થઇ જાય છે અને એના એવા પરિણામો મળે છે જેમના માર્ગદર્શનમાં એવા અધિકારો તરફ ધ્યાન દોરે છે, જે દરેક યુગમાં લાભદાયી અને ધ્યાનાકર્ષક પુરવાર થાય છે.

એનું એક ઉત્તમ ઉદાહરણ ઇફ્ક (બોહતાન)નો પ્રસંગ છે, જેનું વર્ણન 'સૂરએ નૂર'ના બીજા રુકૂઅ્માં કરવામાં આવ્યું છે. આ કિસ્સો કેટલાક મુનાફિકો દ્વારા હઝરત આઇશા (રદિ.) ઉપર ઝિના (વ્યભિચાર)ની તોહમત લગાડવામાં આવી હતી તેના વિશે છે. કુર્આને આ ઘટનાનું વર્ણન ફક્ત એક કિસ્સા સ્વરૂપે કે ઇતિહાસની રીતે નથી કર્યું, પરંતુ એનું વર્ણન એવી વિશિષ્ટ રીતે કરવામાં આવ્યું છે, જેનાથી મુસલમાનની ઇઝ્ઝતની હિફાઝત, સમાજમાં બુરાઇઓ ફેલાવનારાઓ અને ફસાદ કરવાવાળાઓનો નિષેધ, પાકદામન (નિષ્કલંક) અને ચારિત્ર્યવાન સ્ત્રીઓ ઉપર આક્ષેપ લગાડનારાઓ અને મુસલમાનોની ઇઝ્ઝત અને આબરૂ ઉપર કીચડ ઉછાળનારાઓને ઠપકો, ચાર અત્યંત વિશ્વાસપાત્ર (ન્યાયિક) સાક્ષીઓ વિના બળાત્કારના આક્ષેપનું પુરવાર ન થવું અને ન જાણે કેટ કેટલા અન્ય મસ્અલા (પ્રશ્નો) અને કાયદાઓની જાણ થાય છે, જે હંમેશા લાભદાયી અને માર્ગદર્શક પુરવાર થતા રહેશે. જ્યારે સીરતના ગ્રંથોમાં આ તમામ પાસાઓ ઉપર ધ્યાન આપવાને બદલે આ પ્રસંગને ફક્ત ઐતિહાસિક રીતે જ વર્ણવવામાં આવ્યો છે. કુર્આને કરીમમાં સ્પષ્ટ ટૂંકસાર અને ચમત્કાર બન્ને શક્ય તેટલી તમામ રીતે સંગ્રહિત છે, એ જ કારણ છે કે કુર્આને કરીમ સીરતના પ્રસંગોના એ જ પાસાઓનું વર્ણન કરે છે, જે જરૂરી હોય છે અને જેમનામાં બોધપાઠ અને હિતોપદેશ હોય છે, જ્યારે સીરતના

ગ્રંથોમાં આ પ્રસંગોની પૂરેપૂરી છણાવટ અને તમામ પાસાઓનું વર્ણન હોય છે. ઉદાહરણ તરીકે 'અસ્રાઅ્' અને 'મે'રાજ'ના પ્રસંગોનું વર્ણન કુર્આને કરીમમાં ફક્ત ટૂંકમાં ઈશારા રૂપે જ કરવામાં આવ્યું છે, જેની બાકીની છણાવટ હદીષના પુસ્તકોમાં અને સીરતના ગ્રંથોમાં મવજૂદ છે.

સીરતના કેટલાક પ્રસંગો એવા પણ છે, જેમનું કુર્આનમાં સંપૂર્ણ વર્ણન છે. તેમના પરિણામો અને હુકમોની હૃદયપૂર્વક ચર્ચા કરવામાં આવી છે. ઉદાહરણ તરીકે ઝૈદ બિન હારિષહને દત્તક બનાવવાથી લઈને હઝરત ઝયનબ બિન્તે જહશથી એમના નિકાહ પછી જુદાઈ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના એમની સાથેના નિકાહના પ્રસંગનું સવિશેષ વર્ણન કુર્આનમાં મવજૂદ છે. વળી, વર્ણનની બાબતે પણ એક મહત્ત્વનો તફાવત જોવા મળે છે. કુર્આન પ્રસંગ લાલિત્યની પણ શ્રેષ્ઠ કૃતિ છે. સીરતના પ્રસંગોના વર્ણનમાં જે જોશીલાપણું, સરળતા, ત્વરીત નિર્ણયશક્તિ, હાજરજવાબીપણું, ઝીણવટ, મનેચ્છાઓનું ધ્યાન, ફરિયાદ અને ભાષાલાલિત્ય કુર્આનની આયતોમાં જોવા મળે છે તેવું ઉદાહરણ રજુ કરી શકાય તેમ નથી. કુર્આન તેના અભ્યાસકારોના મનોભાવો ઉપર છવાઈ જાય છે અને આ જ કુર્આનની અસામાન્ય શ્રેષ્ઠતા અને કમાલ છે. એ વાત સ્પષ્ટ છે કે આવી વિશિષ્ટ ખાસિયત બીજા પુસ્તકોમાં ક્યાંથી મળી શકે ? જો આ ભેદ ન હોય તો પછી સર્જનહારની કિતાબ અને કોઈ વ્યક્તિના પુસ્તકમાં શો ફરક બાકી રહે ? !

ગઝવ–એ–ખંદકમાં કાફિરોના અચાનક હુમલા અને ત્યાર પછીની હકીકતનું વર્ણન કુર્આન શરીફમાં સૂરએ 'અહઝાબ'માં જે રીતે કર્યું છે તેના જેવા શ્રેષ્ઠ શબ્દો અને વર્ણનનું શબ્દચિત્ર અશક્ય છે. ઉલમાએ કિરામનું માનવું છે કે ગઝવ–એ–ખંદક વિશેની આ આયતો કુર્આનની મહત્તાનો સર્વશ્રેષ્ઠ અને પૂર્ણતમ નમૂનો છે.

સીરતના પુસ્તકોમાં પ્રસંગો અને ઘટનાઓના વિસ્તૃત અને તલસ્પર્શી વર્ણનો જોવા મળે છે, પરંતુ કુર્આનના વર્ણન અને તેમાં મુખ્ય ફરક એ છે કે કુર્આન બાહ્ય દેખાવથી ઉપરવટ થઈને વાત કરે છે. તેનામાં લોકોના અંતરમન અને રહસ્યોનું ચિત્રાંકન પણ હોય છે. મુનાફિકો વિશેના વર્ણનમાં આવું ઠેર ઠેર જોવા મળે છે. કુર્આન અલ્લાહ તઆલાની કિતાબ છે તેથી તેનો એક એક શબ્દ અને વર્ણન કોઈ પણ જાતના વાદવિવાદ કે દલીલ વિના સત્ય છે અને સીરતના તમામ પુસ્તકો માટે કુર્આન જ મૂળ સ્ત્રોત છે અને ભરોસાપાત્ર છે. આપણે કુર્આનની આયતોના દર્પણમાં સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો વિસ્તૃત અને વિગતવાર અભ્યાસ કરવાનો પ્રયત્ન કરીએ.

## (૧) અસ્હાબે ફીલનો પ્રસંગ :

અસ્હાબે ફીલનો પ્રસંગ અને અબ્રહાના લશ્કરની શરમજનક હારથી એ વાત દિવસના પ્રકાશ જેવી સ્પષ્ટ થઈ ગઈ છે કે કા'બતુલ્લાહ જમીન ઉપરનું સર્વશ્રેષ્ઠ સ્થળ (ઘર) છે, જેનું રક્ષણ કા'બાના રબ દ્વારા કરવામાં આવે છે. આ પ્રસંગે કુરૈશીઓના સરદાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આદરણીય દાદા અબ્દુલ મુત્તલિબનો એ કિસ્સો પણ સીરતના પુસ્તકોમાં લખવામાં આવે છે કે મક્કા મુકર્રમહની બહાર ચરવા માટે ગયેલા હજારો ઊંટોને અબ્રહાના લશ્કરે પકડી લીધા હતા. તેમાં બસો ઊંટ અબ્દુલ મુત્તલિબના પણ હતા, તે અબ્રહાની પાસે પહોંચ્યા. અબ્રહાએ તેમને પાસે બોલાવ્યા અને બેસાડયા, પછી આવવાનું કારણ પૂછયું. અબ્દુલ મુત્તલિબે પોતાના બસો ઊંટ પાછા આપવા માટેની માંગણી કરી. અબ્રહાએ અબ્દુલ મુત્તલિબને ઠપકો આપતાં કહયું કે, તમારો કા'બા ભયમાં છે, તમે એને બચાવવાનો પ્રયત્ન કરવાને બદલે પોતાના ઊંટ બચાવવા નીકળ્યા છો ? અબ્દુલ મુત્તલિબે પોતાની વિશિષ્ટ છટા અને અલ્લાહ ઉપરની પૂર્ણ શ્રદ્ધા સાથે જવાબ આપ્યો : **''અમ્મલ્ ઇબિલ ફ–હિ–ય વ અમ્મલ્**

**બય્ત ફલહૂ રબ્બુન્ સ-ય-મ-ન-હુ.''** ઊંટ મારા છે. બયતુલ્લાહ (કા'બા) અલ્લાહનો છે. તેના (કા'બાના) રક્ષણ માટે તે જ (અલ્લાહ) કાફી છે.'' ત્યાર બાદ અબ્રહાએ બયતુલ્લાહ (કા'બા શરીફ) પર હુમલો કરવાની ઇચ્છા કરી, પરંતુ અબાબીલ નામના અત્યંત નાનકડા પક્ષીઓએ નાની નાની કાંકરીઓ વડે સમગ્ર લશ્કરનો વિનાશ કરી નાખ્યો. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક જન્મના વર્ષે જ આ ઘટના બની હતી. આ ઘટનાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુઅ્જિઝો તો ન કહી શકાય, કેમ કે મુઅ્જિઝો તો નબીના નુબુવ્વતના દા'વાની સચ્ચાઇ માટે જાહેર થાય છે. આમ છતાં 'ઈસ્તિલાહે મુહદ્દિસીન'ના મત મુજબ તેને 'ઇરહાસ' કહી શકાય છે, જેનો અર્થ પ્રસ્તાવના કે આરંભ થાય છે. નુબુવ્વતના દા'વા કે નબીના જન્મ પહેલાં જે કેટલીક ઘટનાઓ અને નિશાનીઓ અલ્લાહ તઆલા તરફથી આદત વિરુદ્ધ જાહેર થાય છે તેને 'ઇરહાસ' અર્થાત્ પ્રસ્તાવના કે પ્રારંભ કહેવાય છે, જે નુબુવ્વતની સત્યતા પુરવાર કરવા માટેની પ્રસ્તાવના હોય છે. અસ્હાબે ફીલ (હાથીઓવાળાને) બયતુલ્લાહ ઉપર હુમલો કરતા આસમાની અઝાબ વડે અટકાવવા તે પણ 'ઇરહાસ' જ છે.

કુર્આને કરીમમાં આ ઘટનાની ચર્ચા કરવા માટે એક પૂરી સૂરત ઉતારવામાં આવી છે. આ સૂરતનું નામ પણ સૂરએ ફીલ છે.

اَلَمْ تَرَ كَيْفَ فَعَلَ رَبُّكَ بِاَصْحٰبِ الْفِيْلِ ۝١ اَلَمْ يَجْعَلْ كَيْدَهُمْ فِيْ تَضْلِيْلٍ ۝٢ وَّاَرْسَلَ عَلَيْهِمْ طَيْرًا اَبَابِيْلَ ۝٣ تَرْمِيْهِمْ بِحِجَارَةٍ مِّنْ سِجِّيْلٍ ۝٤ فَجَعَلَهُمْ كَعَصْفٍ مَّاْكُوْلٍ ۝٥

(અરબી સૂરએ ફીલ)

અનુવાદ : "શું તમને ખબર નથી કે તમારા પાલનહારે હાથીઓવાળા સાથે કેવું વર્તન કર્યું ? શું તેઓની યુક્તિને તદન નિષ્ફળ નથી બનાવી દીધી ? વળી, તેઓના ઉપર (અબાબીલ) પક્ષીઓના ટોળેટોળાં મોકલ્યાં જે તેઓ પર પથ્થરની કાંકરીઓ ફેંકતા હતા. પછી અલ્લાહ તઆલાએ તેઓને (પશુઓના) ખાધેલા (ઘાસના) ભૂસાની માફક કરી નાખ્યા."

હાથીઓના બનાવનું સંક્ષિપ્ત વર્ણન કરવામાં આવ્યું છે. મૂળ હેતુ કાફિરોનું ધ્યાન એ તરફ દોરવાનો છે કે 'દા'વતે મુહમ્મદી'ને અપનાવી લો અને ફક્ત એક જ અલ્લાહ તઆલાની બંદગી તરફ પાછા વળો, નહિતર જો તેમણે અલ્લાહ તઆલાના હુકમોની બેઈઝ્ઝતી કરી અને દીનની દા'વતને દબાવવા માટે જોર–ઝુલ્મથી કામ લીધું તો તેમના ઉપર એવો જ અઝાબ આવી શકે છે, જે હાથીવાળાઓ ઉપર આવી ચૂક્યો છે અને આખિરતમાં અઝાબ જરૂર થશે જ.

## (૨) નુબુવ્વત પહેલાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વ્યાકુળતા અને બેચેની :

નુબુવ્વત મળ્યા પહેલાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બેહદ વ્યાકુળ અને બેચેન રહેતા હતા. આ એક એવી રહસ્યમય બેચેની હતી, જેના કારણ અને મૂળ તથા ભાવિ અને પરિણામની આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખબર ન હતી. અલ્લાહ તઆલા આપને નુબુવ્વતથી સન્માનિત કરશે તેવો વિચાર આપના મનમાં ભૂલથી પણ ક્યારેય આવતો ન હતો. કુર્આને કરીમમાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે.

وَكَذٰلِكَ اَوۡحَيۡنَاۤ اِلَيۡكَ رُوۡحًا مِّنۡ اَمۡرِنَا ؕ مَا كُنۡتَ

تَدۡرِىۡ مَا الۡكِتٰبُ وَلَا الۡاِيۡمَانُ وَلٰكِنۡ جَعَلۡنٰهُ نُوۡرًا نَّهۡدِىۡ

بِهٖ مَنۡ نَّشَآءُ مِنۡ عِبَادِنَا ؕ وَاِنَّكَ لَتَهۡدِىۡۤ اِلٰى صِرَاطٍ مُّسۡتَقِيۡمٍ ۙ

(સૂરએ શુઅરા અરબી, આયત નં. ૫૨)

અનુવાદ : "અને એવી જ રીતે અમે તમારા તરફ અમારા હુકમથી એક ફરિશ્તો મોકલ્યો, (એ પહેલાં) તમે જાણતા ન હતા કે કિતાબ શું છે ? અને ન એ જાણતા હતા કે ઈમાન(નો આખરી દરજ્જો) શું છે, પરંતુ અમે એ કુર્આનને એક નૂર બનાવ્યું કે તેના વડે અમારા બંદાઓમાંથી ઇચ્છીએ તેને સીધો માર્ગ દેખાડીએ છીએ અને બેશક, આપ સીધા માર્ગ તરફ દોરવણી કરો છો."

આમાં એ દેખાડવામાં આવે છે કે નુબુવ્વત મળવા પહેલાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગુમાનમાં પણ એ વાત નહોતી આવી કે આપ નુબુવ્વત, કિતાબ અને વહીથી સન્માનિત કરવામાં આવનાર છો. બીજી એક આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે,

وَمَا كُنۡتَ تَرۡجُوۡۤا اَنۡ يُّلۡقٰٓى اِلَيۡكَ الۡكِتٰبُ اِلَّا رَحۡمَةً مِّنۡ رَّبِّكَ ؕ

(સૂરએ કસસ અરબી, આયત નં. ૮૬)

અનુવાદ : "અને તમને પોતાને એવી આશા ન હતી કે તમારા ઉપર આ કિતાબ (કુર્આન) ઉતરવામાં આવશે, પરંતુ તમારા પાલનહારની કૃપાથી તમારા ઉપર આ કિતાબ (કુર્આન) ઉતારવામાં આવી છે."

આ આયતમાં પણ એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે આપને નુબુવ્વત અને કિતાબ (કુર્આન)થી સન્માનિત કરવામાં આવશે એવું આપના વહેમો–ગુમાનમાં કે આપની ઇચ્છા કે આકાંક્ષામાં ક્યાંય ન હતું. આ નેઅમત તો અલ્લાહની કૃપાથી અચાનક અને અત્યંત આશ્ચર્યજનક રીતે પ્રાપ્ત થઇ હતી.

## (૩) નુબુવ્વત પહેલાંની ટેવો અને સદ્‌ગુણો :

રિવાયતોમાં આવ્યું છે કે પ્રથમ વહી (સૂરએ અલકની શરૂઆતની આયતો) પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગભરાયેલી હાલતમાં વ્યાકુળતાપૂર્વક પોતાના ઘરે પધાર્યા અને હઝરત ખદીઝહ (રદિ.)ને કહ્યું, 'મને કામળો ઓઢાડી દો' પછી જ્યારે આપને થોડી શાંતિ થઈ તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂરી હકીકત હઝરત ખદીઝહ (રદિ.)ને કહી સંભળાવી તો તેમણે કહ્યું, **'વલ્લાહિ મા યુખ્ઝીકલ્લાહુ અ-બ-દન્ ઇન્ન-ક લ તસિલુર્રહ્મા વ તહ્મિલુલ્ કલ્લ વ તક્‌સિબુલ્ મઅ્દુમા વ તુઈનુ અલા નવાઇબિલ્ હક્કિ.** ખુદાના સોગંદ ! અલ્લાહ આપને કદી પણ અપમાનિત નહીં કરે. આપ તો સંબંધોને જોડો છો, બીજાઓનો બોજ પોતાના ઉપર લઈ લો છો, નાદારો (બેરોજગારો)ને ધંધા પર લગાડો છો અને સચ્ચાઈને ખાતર આવવાવાળી મુશ્કેલીઓ વખતે મદદ કરો છો.'

હઝરત ખદીઝહ (રદિ.)એ નુબુવ્વત મળ્યા પહેલાંના રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર જીવનના કેટલાક સદ્‌ગુણો ગણાવીને એ સ્પષ્ટ કરી દીધું કે સર્વગુણ સંપન્ન આવી મહાન વ્યક્તિને અલ્લાહ તઆલા કદી અપમાનિત નહીં જ કરે. આ સદ્‌ગુણોનું વર્ણન કુર્આન શરીફમાં પણ આવ્યું છે.

لَقَدْ جَآءَكُمْ رَسُوْلٌ مِّنْ اَنْفُسِكُمْ عَزِيْزٌ عَلَيْهِ مَا عَنِتُّمْ
حَرِيْصٌ عَلَيْكُمْ بِالْمُؤْمِنِيْنَ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿١٢٨﴾

*(સૂરએ તૌબહ અરબી, આયત નં. ૧૨૮)*

**અનુવાદ : "હે લોકો ! તમારામાંથી તમારી પાસે એક એવો રસૂલ આવ્યો છે કે જેને તમોને ઈજા પહોંચાડવી બહુ ભારે લાગે છે (અને) તમારી ભલાઈનો (તે) ઘણો જ ચાહક છે. (તેમજ) ઈમાનવાળાઓ ઉપર તે બેહદ**

માયાળુ અને દયાળુ છે." **"વ ઈન્ન-ક લ-અ-લા ખુલુકિન્ અઝીમ"** અને બેશક, આપ મહાન સદ્ગુણો ઉપર પેદા થયા છો. સારાંશ એ કે આ તમામ સદ્ગુણો અને કાબિલિય્યતો આપની નુબુવ્વતની અટલ અને મજબૂત દલીલો છે.

## (૪) આપના અસ્તિત્વમાં આવવા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ખુશખબરી :

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્દુર્રહમાન બિન મઅ્મર (રદિ.)એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કર્યું છે, **'અના દઅ્વતે અબી ઇબ્રાહી-મ વ બુશ્રા ઈસા બિન મરયમ.'** – 'હું મારા બાપ ઈબ્રાહીમ અલયહિસ્સલામની દુઆ અને ઈસા બિન મરયમ (મરયમના પુત્ર)ની ખુશખબરી છું.' આ જ વિષયને કુર્આન શરીફે ઘણી જગ્યાએ પોતાના આગવા અંદાજમાં વર્ણવ્યું છે.

رَبَّنَا وَابْعَثْ فِيهِمْ رَسُولًا مِّنْهُمْ يَتْلُوا عَلَيْهِمْ اٰيٰتِكَ
وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَيُزَكِّيهِمْ ط

*(સૂરએ બકરહ અરબી, આયત નં. ૧૨૯)*

અનુવાદ : "હે અમારા પરવરદિગાર ! અને (આ પણ દુઆ છે કે) તે સમૂહમાં તેઓમાંથી જ એક એવો રસૂલ મોકલ, જે તેઓને તારી આયતો સંભળાવતો રહે અને તેઓને કિતાબની તથા અક્કલમંદીની વાતો શીખવતો રહે અને તેઓને (શિર્ક વગેરેથી) પવિત્ર કરતો રહે."

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની સહિયારી દુઆનો આ એક ભાગ છે. આ દુઆ બયતુલ્લાહની દિવાલો ઊભી કરતી વખતે માંગવામાં આવી હતી અને આ દુઆમાં આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પેદાઈશનો હેતુ પણ સમાયેલો છે. હઝરત ઈસા (અલૈ.)ની ખુશખબરીનું વર્ણન સૂરતુસ્સફફમાં પણ આવ્યું છે.

وَ مُبَشِّرًا بِرَسُوْلٍ يَّأْتِيْ مِنْ بَعْدِي اسْمُهٗۤ اَحْمَدُ ؕ

*(સૂરએ અસ્સફ્ફ અરબી, આયત નં. ૬)*

અનુવાદ : "અને હું એક એવા રસૂલની ખુશખબરી આપનાર છું કે જે મારા પછી આવશે, જેનું નામ 'અહમદ' હશે." હઝરત ઈસા (અલૈ.)ની આ સ્પષ્ટ ખુશખબરી અનાજીલમાં મવજૂદ છે. જો કે તેમાં ફેરબદલી કરવામાં આવી હોવાથી કેટલાક પુસ્તકોમાં આ વિષય જોવા મળતો નથી. આમ છતાં કેટલાક નુસ્ખાઓમાં (પુસ્તકોમાં) આ ખુશખબરી અને આગાહી જોવા મળે છે.

## (૫) આસમાની પુસ્તકોમાં વિશેષ કરીને ઈન્જિલમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદ્‌ગુણોનું વર્ણન :

ઈન્જિલમાં એવી સ્પષ્ટતા છે કે એક નબી આવશે, જેનું નામ 'મનહમના' હશે. (સુરયાની ભાષામાં આ શબ્દ 'મુહમ્મદ'નો સમાનાર્થી છે) અથવા તો 'બરકલીતસ' હશે. (રૂમી ભાષામાં આ શબ્દ ' મુહમ્મદ'નો સમાનાર્થી છે) અથવા તો ફારકલીત હશે. (આ શબ્દ 'અહમદ'નો સમાનાર્થી છે.) તે મારા ઉપર અને તમારા ઉપર સાક્ષી હશે. તે જ તમને તમામ વાતો શીખવાડશે અને જે કાંઈ મેં તમને કહયું છે તે બધું તમને યાદ અપાવશે. તે મારી સાક્ષી આપશે. તે તમને સત્યનો માર્ગ બતાવશે. તે તમને હવે પછીની ખબર આપશે. આ પ્રકારની આગાહીઓ ચારે ઈન્જિલોમાં ખાસ કરીને ઈન્જિલ બરનાબાસમાં મવજૂદ છે અને તેમાં ફેરબદલી થઈ હોવા છતાં તેના ચિહ્‌નો નષ્ટ કરી શકાય તેમ નથી.

હબશાના શહેનશાહ નજ્જાશીએ પણ હઝરત જાફર બિન અબી તાલિબ (રદિ.) પાસેથી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દા'વતની હકીકત સાંભળ્યા પછી તરત જ વિના ખચકાટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રસૂલે ખુદા હોવાની સાક્ષી આપી દીધી હતી અને કહયું હતું કે એમના વિશે ઈસા (અલૈ.)એ એવી જ ખુશખબરી આપી હતી, જેવી ઈન્જિલમાં મવજૂદ છે. તવરાતમાં પણ એ આગાહી મવજૂદ છે. ખુદાવંદે ફરમાવ્યું કે, "એમના માટે એમના જ ભાઈઓમાંથી તારા જેવો એક નબી પેદા કરીશ અને મારી વાણી એમના મુખ મુબારકમાં મુકી દઈશ અને હું એમને જેવો હુકમ આપીશ તેવું જ તે તેઓને કહેશે અને જે કોઈ પણ મારી એ વાતો કે જે તે મારું નામ લઈને કહેશે, (તે વાતોને) નહીં સાંભળે તો હું તેનો હિસાબ તેની પાસેથી લઈશ." (ઈસ્તિશ્ના, ભાગ–૧૮, આયત ૧૫ થી ૧૯). કુર્આનમાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે.

اَلَّذِيْنَ يَتَّبِعُوْنَ الرَّسُوْلَ النَّبِىَّ الْاُمِّىَّ الَّذِىْ يَجِدُوْنَهٗ
مَكْتُوْبًا عِنْدَهُمْ فِى التَّوْرٰىةِ وَالْاِنْجِيْلِ ۝

*(સૂરએ અઅ્રાફ અરબી, આયત નં. ૧૫૭)*

અનુવાદ : "જેઓ એવા રસૂલની તાબેદારી કરે છે, જે નબી ઉમ્મી છે, જેના નામ અને ગુણને તેઓ પોતાની પાસે તવરાત અને ઈન્જિલમાં લખેલો જુએ છે. (દાખલા તરીકે તવરાત અને ઈન્જિલની નીચે દર્શાવેલ જગ્યાઓની જાણકારી આપું છું, જ્યાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આગમન અને ઉચ્ચ સદ્દગુણો વિશે વર્ણનો મવજૂદ છે. (અસ્તશ્નાહ ભાગ–૧૮ આયત ૧૫ થી ૧૯, મુઅત્તા ભાગ–૨૧ આયત ૩૩ થી ૪૬, યુહ્ના ભાગ–૧ આયત ૧૯ થી ૨૧, યુહ્ના ભાગ–૧૪, આયત ૧૫ થી ૨૭ અને ૨૫ થી ૩૦, યુહ્ના ભાગ–૧૫ આયત ૧૫–૧૬, યુહ્ના ભાગ–૧૬ આયત ૭ થી ૧૫ વગેરે).

એથી જ કુર્આને કરીમમાં ફરમાવ્યું છે કે,

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ اَبْنَآءَهُمْ ۭ وَاِنَّ فَرِيْقًا مِّنْهُمْ لَيَكْتُمُوْنَ الْحَقَّ وَهُمْ يَعْلَمُوْنَ ۝

(સૂરએ અલ બકરહ અરબી, આયત નં. ૧૪૬)

અનુવાદ : "જે લોકોને અમે કિતાબ (તવરાત–ઈન્જિલ) આપી છે તેઓ (આ) રસૂલને એવા ઓળખે છે જેવા કે પોતાના બાળકોને ઓળખે છે, પરંતુ તેઓ માંહેના કેટલાક લોકો (એવા છે કે) સત્ય વાતને જાણવા છતાં છુપાવે છે, (પરંતુ ઓળખીને બધા ઈમાન ન લાવ્યા. કેટલાક તો ઈમાન લાવ્યા) અને એમાંથી કેટલાક આ બાબતને સારી પેઠે જાણતા હોવા છતાં છુપાવે છે." એમાં સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે આ યહૂદીઓ અને નસરાનીઓ તવરાત અને ઈન્જિલમાં દર્શાવેલ રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સ્પષ્ટ નિશાનીઓ તથા ખુશખબરીઓને કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ચોક્કસપણે ઓળખે છે, પરંતુ તે બાબતે ઈન્કાર કરવાનું કારણ કેવળ તેમની હઠધર્મી અને દુશ્મની જ છે.

## (૬) નબીએ ઉમ્મી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ઉમ્મી અને અભણ હોવું આપની સૌથી મહાન ફઝીલત અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નુબુવ્વત અને રિસાલતનો ખૂબ જ સ્પષ્ટ મુઅ્જિઝહ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની ઉંમરના ચાળીસ વર્ષ મક્કાવાસીઓની સાથે ગુઝાર્યા. તે સમયે આપ ન તો લખી શકતા હતા, ન વાંચી શકતા હતા. આપનું હળવું–મળવું યહૂદીઓ અને નસરાનીઓ સાથે ન હતું. ચાળીસ વરસ પૂરા થતાં જ એકાએક આપની સચગોઈની હિમાયત કરતી આપની

જીભ મુબારકથી એવું ચમત્કારિક, સચોટ, સુંદર અને અલંકૃત કલામ વહેવા લાગ્યું કે જો આપ ઉમ્મી ન હોત તો જુઠાઓને એવી શંકા કરવાનો મોકો મળત અને તેઓ આપના ઉપર અગાઉની કિતાબોનો ઉતારો કરવાનો આક્ષેપ લગાવી દેતા અને આ રીતે આપની નુબુવ્વતને તેઓ નકારી દેતા; પરંતુ આપની હાલત તો એવી હતી કે ન તો આપે કોઈ પુસ્તક વાંચ્યું હતું કે ન તો કદી હાથમાં કલમ પકડી હતી અને છતાં એવું અલૌકિક શિક્ષણ અને ઉમદા હિદાયતો કુર્આને કરીમ દ્વારા રજૂ કરવા લાગ્યા અને તેથી તે પોતે જ તેનું યોગ્ય અને સચોટ ઉદાહરણ છે કે આ બધી બાબતો વહી સિવાય અન્ય કોઈ રીતે પ્રાપ્ત થઈ શકે જ નહીં. આપનું અભણ હોવું પણ લોકો માટે શક કરવાનો લેશમાત્ર પણ અવકાશ બાકી ન રાખ્યો. હવે હઠધર્મી અને જીદ સિવાય તેનો ઇન્કાર કરવા માટે અન્ય કોઈ માર્ગ કે રીત રહી નહીં, એટલા માટે જ કુર્આને કરીમમાં ઠેકઠેકાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઉમ્મી તરીકે સંબોધવામાં આવ્યા છે.

وَ مَا كُنْتَ تَتْلُوْا مِنْ قَبْلِهٖ مِنْ كِتٰبٍ وَّ لَا تَخُطُّهٗ بِيَمِيْنِكَ اِذًا لَّارْتَابَ الْمُبْطِلُوْنَ ﴿۴۸﴾

*(સૂરએ અન્કબૂત અરબી, આયત નં. ૪૮)*

અનુવાદ : "અને તું એના પહેલાં ન કોઈ કિતાબ પઢી શકતો હતો ન પોતાના જમણા હાથે લખી શકતો હતો. (જો એમ હોત) ત્યારે તો એ જૂઠાઓ શંકામાં પડત."

فَاٰمِنُوْا بِاللّٰهِ وَ رَسُوْلِهِ النَّبِيِّ الْاُمِّيِّ الَّذِيْ يُؤْمِنُ بِاللّٰهِ وَكَلِمٰتِهٖ

*(સૂરએ અઅ્રાફ અરબી, આયત નં. ૧૫૮ માંથી)*

અનુવાદ : "માટે ઈમાન લાવો એવા અલ્લાહ ઉપર અને તેણે મોકલેલા ઉમ્મી નબી ઉપર જે (પોતે પણ) અલ્લાહ પર અને તેના સૌ હુકમો ઉપર ભરોસો રાખે છે."

هُوَ الَّذِىْ بَعَثَ فِى الْاُمِّيّٖنَ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ

*(સૂરએ જુમુઅહ અરબી, આયત નં. ૨ માંથી)*

અનુવાદ : "તે જ (અલ્લાહ) છે, જેણે (અરબના) અભણ લોકોમાં તેઓની કૌમમાંથી જ એક રસૂલ મોકલ્યો, જે તેમને કુર્આનની આયતો વાંચી સંભળાવે છે."

## (૭) અબ્દુલ્લાહના યતીમ પુત્ર :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુનિયામાં તશરીફ લાવ્યા તે પહેલાં તેમના વાલિદહ મુહતરમહના ઉદરમાં જ યતીમ–અનાથ થઈ ગયા હતા અને છ વર્ષની ઉંમરે આપના અમ્મા (હઝરત આમિનહ) પણ આ નાશવંત દુનિયાને અલવિદા કહી ચૂક્યાં હતાં. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાનું જીવન અનાથાવસ્થામાં પસાર કર્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અનાથાવસ્થાનું વર્ણન કુર્આન આ રીતે કરે છે :

اَلَمْ يَجِدْكَ يَتِيْمًا فَاٰوٰى ۞ *(સૂરએ ઝુહા અરબી, આયત નં. ૬)*

અનુવાદ : "શું તેણે તમને યતીમ ન જોયા ? પછી તમને ઠેકાણું આપ્યું."

## (૮) વહીની શરૂઆત :

સહીહ બુખારી શરીફમાં હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાની

રિવાયતમાં એવું આવે છે કે, "પ્રથમ એ વસ્તુ કે જેનાથી આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર વહીની શરૂઆત થઇ તે નેક સ્વપ્ના હતા કે જેમને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊંઘમાં જોતા હતા. જો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જે પણ સ્વપ્નું જોતા તે સવારના પ્રકાશની જેમ સામે આવતું. ત્યાર બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે એકલતા વ્હાલી બનાવી દેવામાં આવી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગારે હિરામાં એકલા જ રહેવા લાગ્યા. કેટલીયે રાત્રિઓ સુધી ગારે હિરામાં ઈબાદત કરતા હતા. એના માટે ખાવા–પીવાનો સામાન સાથે લઇ જતા હતા. પછી હઝરત ખદીજહ (રદિ.) પાસે તશરીફ લાવતા અને એટલી જ રાત્રિઓ માટે ફરીથી સામાન તૈયાર કરાવતા. ત્યાં સુધી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગારે હિરામાં જ હતા અને આપની પાસે સત્ય (વહી) આવી ગયું. એક ફરિશ્તો આવ્યો અને તેણે કહ્યું : "પઢો, વાંચો." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હું ભણેલો નથી (મને વાંચતાં આવડતું નથી). પછી ફરિશ્તાએ ફરીથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પકડયા અને દબાવ્યા. તેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ત્યાં સુધી દબાવ્યા કે આપની શારીરિક શક્તિએ જવાબ આપી દીધો. ત્યાર બાદ તેણે આપને છોડી દીધા અને કહ્યું : "પઢો." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હું પઢેલો નથી." ફરી તેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ત્રીજી વાર એવી જ રીતે દબાવ્યા. વળી, પાછા છોડી દીધા અને કહયું,

اِقْرَاْ بِاسْمِ رَبِّكَ الَّذِىْ خَلَقَ ۝١

*(સૂરએ અલક અરબી, આયત નં. ૧–૨–૩)*

અનુવાદ : "(હે નબી ! જે કુર્આન તમારા ઉપર ઉતર્યા કરશે તેને) પોતાના પરવરદિગારનું નામ લઇ વાંચો, જેણે (સર્વ કંઇ) બનાવ્યું, જેણે

મનુષ્યને જામી ગયેલા લોહીથી બનાવ્યો. તમે કુર્આન પઢો અને તમારો પાલનહાર અતિશય ઉદાર છે." (બુખારી) સૂરએ અલકની શરૂઆતની પાંચ આયતો આ પ્રસંગે ઉતરી અને વહીના અત્યંત પવિત્ર અને મુબારક–કલ્યાણકારી શ્રેણીના અવતરણની શરૂઆત થઇ.

## (૯) કપડામાં વિંટવાવાળા :

સૂરએ અલકની શરૂઆતની આયતોના ઉતર્યા પછી થોડાક સમય માટે વહીનું ઉતરવું બંધ રહયું. આ સમયને ફ–ત–ર–તે વહી–વહીનો ખાલીપો કહેવામાં આવે છે. પ્રથમ વહીની આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર કુદરતી અસર થઇ હતી. નુબુવ્વતનું જે કામ અને મિશન આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સંબંધે થયું હતું અને અલ્લાહ તઆલા તરફથી જે જવાબદારીઓ સોંપવામાં આવી હતી તેની મહાનતા અને મહત્ત્વનું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂરેપૂરું ભાન હતું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે ગારે હિરામાં બનેલ ઘટના એ ઉપર મુજબની પ્રથમ અને આશ્ચર્યજનક ઘટના હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેનાથી ભયભીત થઇ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું હૃદય ઝડપથી ધડકવા લાગ્યું અને ભયને લીધે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ધ્રૂજારી આવી ગઇ. હઝરત આઇશા (રદિ.)ની હદીસમાં વર્ણવ્યું છે કે, "આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરે પહોંચ્યા અને હઝરત ખદીજહ (રદિ.)ને કહયું, 'ઝમ્મિલૂની–ઝમ્મિલૂની." 'મને જલદીથી કપડું ઓઢાડી દો,' જેથી હઝરત ખદીજહ (રદિ.)એ આપને ચાદર ઓઢાડી દીધી અને એ ચાદર ત્યાં સુધી ઓઢાડી રાખી કે આપનો ડર (ભય) દૂર થઇ ગયો.

આ ઘટના તરફ સૂરતુલ મુઝ્ઝમ્મિલમાં ઇશારો કરવામાં આવ્યો છે.

يَاَيُّهَا الْمُزَّمِّلُ ① قُمِ الَّيْلَ اِلَّا قَلِيْلًا ②

*(સૂરએ મુઝઝમ્મિલ અરબી, આયત નં. ૧–૨)*

અનુવાદ : "હે કપડામાં વિંટળાઇ જનાર ! રાત્રે (નમાઝમાં) ઊભા રહો, પણ થોડીક રાત સુધી." આ પ્રથમ વહી પછી પણ લાંબા સમય સુધી બીજી વહી પણ ન ઉતરી. બુખારી શરીફમાં હઝરત જાબિર (રદિ.) દ્વારા વર્ણવેલ એક હદીષ રજૂ કરવામાં આવી છે, જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, "એક દિવસે હું રસ્તેથી પસાર થઇ રહયો હતો. એકાએક આકાશમાંથી મેં એક અવાજ સાંભળ્યો. માથું ઊંચક્યું તો જોયું કે એ જ ફરિશ્તો જે ગારે હિરામાં મારી પાસે આવ્યો હતો તે આકાશ અને જમીનની વચ્ચે એક કુરશી ઉપર બેઠેલો છે. હું આ જોઇને ખૂબ જ ગભરાઇ ગયો અને ઘરે પહોંચીને મેં કહ્યું, 'મને કપડું ઓઢાડી દો,' 'મને કપડું ઓઢાડી દો.' જેથી ઘરવાળાઓએ મારા ઉપર ચાદર નાખી દીધી." *(અયૂઝન, મુસ્લિમ અને મુસ્નદે અહમદ)* આ સમયે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત જિબ્રઇલ (અલૈ.)ને એમના અસલ સ્વરૂપમાં જોયા હતા, જેના કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉપર ભય છવાઇ ગયો. આ ઘટના પછી સૂરતુલ મુદસ્સિર ઉતરી અને ત્યાર બાદ વહીનું ઉતરાણ ક્રમબદ્ધ રીતે ચાલુ રહયું. સૂરતુલ મુદસ્સિરમાં ફરમાવવામાં આવ્યું છે :

يَاأَيُّهَا الْمُدَّثِّرُ ① قُمْ فَأَنْذِرْ ② وَرَبَّكَ فَكَبِّرْ ③

*(સૂરએ મુદસ્સિર અરબી, આયત નં. ૧—૨—૩)*

અનુવાદ : "હે કપડામાં વિંટળાઇ જનાર, ઉઠો અને (લોકોને) ડરાવો અને પોતાના રબ—પાલનહારની મહાનતાનું વર્ણન કરો." આ બન્ને સૂરતોની શરૂઆતમાં આપને રસૂલ કે નબી વગેરેથી સંબોધ્યા નથી, પરંતુ મુદસ્સિર અને મુઝ્ઝમ્મિલથી સંબોધવામાં આવ્યા છે. આમાં એક સ્પષ્ટ ઈશારો તો છે જ કે જે મહાન કાર્યનો બોજ આપના ઉપર નાખવામાં આવ્યો

છે તેને પૂર્ણ કરવા માટે મક્કમ ઈરાદા સાથે ઊભા થઈ જાઓ. વળી, આ મુજબનું સંબોધન આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખુશ કરવા માટે અને મહેરબાની તથા સ્નેહ (મુહબ્બત) બતાવવા માટે પણ છે.

## (૧૦) વહી ઉતરવાની સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દ્વારા વહીના શબ્દોને ફરીવાર બોલવા :

વહીની શરૂઆતના સમયમાં જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વહીના શબ્દોને યાદ કરી લેવાની આદત પડી ન હતી ત્યારે એ ડરથી કે ક્યાંક પોતે વહીના શબ્દો ભૂલી ન જાય, (તેથી) જિબ્રઈલ અલયહિસ્સલામ વહી સંભળાવતા તેની સાથે સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની ઝબાન મુબારકથી વહીના શબ્દોને વારંવાર બોલ્યે જતા હતા. હદીષની કિતાબોમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ની આ રિવાયત આવી છે કે જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર કુર્આન ઉતરતું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ક્યાંક કશું ભૂલાઈ ન જાય એ ડરથી જિબ્રઈલ (અલૈ.)ની સાથે સાથે વહીના શબ્દોને વારંવાર બોલતા હતા. *(બુખારી, મુસ્લિમ, તિરમિઝી, મુસ્નદે અહમદ)*

કુર્આને કરીમમાં આ પ્રસંગનું વર્ણન કરવામાં આવ્યું છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આવી ઉતાવળ ન કરવાનું જણાવવામાં આવ્યું છે અને એ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું છે કે આપ ભૂલી જવાનો ડર ન રાખો, કુર્આન પઢાવવાની, યાદ કરાવવાની અને સમજાવવાની બધી જ જવાબદારી અલ્લાહની છે. ત્યાર પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (વહીના શબ્દોને) જિબ્રઈલ (અલૈ.)ની સાથે સાથે ફરી ફરી બોલતા ન હતા, પરંતુ ખૂબ જ ધ્યાનથી સાંભળતા હતા. પછી જિબ્રઈલ (અલૈ.)ના ગયા બાદ ફરીવાર યાદ કરી લેતા હતા.

કુર્આને કરીમમાં આવો ઠપકો ફક્ત ત્રણ જગ્યાએ આપવામાં

આવ્યો છે. સૂરએ કિયામહમાં ફરમાવવામાં આવ્યું છે,

لَا تُحَرِّكْ بِهٖ لِسَانَكَ لِتَعْجَلَ بِهٖ ﴿١٦﴾ اِنَّ عَلَيْنَا جَمْعَهٗ وَ قُرْاٰنَهٗ ﴿١٧﴾ فَاِذَا قَرَاْنٰهُ فَاتَّبِعْ قُرْاٰنَهٗ ﴿١٨﴾ ثُمَّ اِنَّ عَلَيْنَا بَيَانَهٗ ﴿١٩﴾

*(સૂરએ અલ–કિયામહ અરબી, આયત નં. ૧૬–૧૭–૧૮–૧૯)*

અનુવાદ : "(હે નબી ! વહી ઉતરવા દરમિયાન) એના પઢવા પર પોતાની જીભ ન હલાવો કે જેથી એને તમે ઉતાવળે શીખી લો, (કેમ કે તમારા હૃદયમાં) એને એકત્ર કરવું અને (તમારી જીભથી) એને પઢાવી દેવું અમારે શિરે છે. તો ફરી જ્યારે અમે એને (ફરિશ્તાની ઝબાનથી) પઢવા લાગીએ ત્યારે તમે (ધ્યાનથી) તેના પઢવાને સાંભળતા રહો, પછી તેનું (લોકો સમક્ષ તમારા મુખેથી) વર્ણન કરાવી આપવું અમારા જ શિરે છે."

સૂરએ તા–હામાં ફરમાવવામાં આવ્યું છે,

وَلَا تَعْجَلْ بِالْقُرْاٰنِ مِنْ قَبْلِ اَنْ يُّقْضٰٓى اِلَيْكَ وَحْيُهٗ ۝

*(સૂરએ અલ તા–હા અરબી, આયત ૧૧૪ માંથી)*

અનુવાદ : "અને તમારા ઉપર તેનું (કુર્આનની આયતોનું) ઉતરવું પૂર્ણ થઇ જવા પહેલાં કુર્આન (પઢવામાં) ઉતાવળ ન કરો."

સૂરએ આ'લામાં ફરમાવવામાં આવ્યું છે,

سَنُقْرِئُكَ فَلَا تَنْسٰٓى ﴿٦﴾ *(સૂરએ અલ આ'લા, આયત નં. ૬)*

અનુવાદ : "(હે રસૂલ !) અમે (જેટલું કુર્આન ઉતારીશું તેટલું) તમને યાદ કરાવીશું પછી તમે (તેમાંથી કંઇ પણ) ભૂલશો નહિ. ફક્ત ત્રણ જગ્યાએ જ આવી શિખામણ આપવામાં આવી છે. ત્યાર પછી આપને વહી ગ્રહણ કરવાની આદત અને મહાવરો થઇ ગયા પછી આવી કોઇ

નસીહતની આવશ્યકતા રહી નહીં.

## (૧૧) શું મક્કાવાસીઓ મને મક્કામાંથી કાઢી મૂકશે ?

પ્રથમ વહી આવ્યા પછી હઝરત ખદીઝહ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પોતાના (આલિમ, ફાઝિલ, વિદ્વાન) પિતરાઇ ભાઇ વરકઅ્ બિન નવફલની પાસે લઇ ગયાં જે વિદ્વાન હતા. વરકઅ્ અંધકાર યુગમાં જ ખ્રિસ્તી થઇ ગયા હતા. તેઓ ઇબરાની ભાષા ખૂબ સારી રીતે જાણતા હતા. ઇન્જિલના તેઓ આલિમ હતા. તે સમયે તેઓ અત્યંત વૃદ્ધ અને આંધળા થઇ ગયા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને ગારે હિરાની પૂરેપૂરી ઘટના સવિસ્તર કહી સંભળાવી તો તેમણે કહયું, **"વલ્લઝી નફ્સી બિ યદિહિ ઇન્કલન્નબિય્યુ હાઝિલ્ ઉમ્મહ."** "સોગંદ છે એ પાક ઝાતના જેના કબજામાં મારી જાન છે. બેશક, આપ આ ઉમ્મતના નબી છો." અને આપની પાસે તે જ ફરિશ્તો (વહી લઇને) આવ્યો જે હઝરત મૂસા (અલૈ.) પાસે આવ્યો હતો. સારું થાત કે હું તે સમય સુધી તંદુરસ્ત અને જીવિત હોત જે સમયે આપની કૌમ આપને જૂઠા ઠેરવશે, આપને ઇજા પહોંચાડશે અને આપને (મક્કાથી) બહાર કાઢી મૂકશે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ વાતો સાંભળી તો આપને અનહદ આશ્ચર્ય થયું કે આ કૌમ જે મને સત્યનિષ્ઠ અને અમાનતદાર કહે છે અને માન અને આદર આપે છે તે જ કૌમ આવો વ્યવહાર કરશે ? શું મક્કાવાસીઓ મને કાઢી મુકશે ? વરકહએ કહયું, "હા, જે સંદેશ તમે લાવ્યા છો તેવો સંદેશ જ્યારે કોઇ પણ લાવ્યો છે ત્યારે તેની સાથે દુશ્મની કરવામાં આવી છે. જો હું તમારા એ સમય સુધી જીવિત રહીશ તો હું અવશ્ય તમારી પૂરેપૂરી મદદ કરીશ. આના થોડાક જ સમય પછી વરકઅ્નું મૃત્યુ થયું.

*(સીરતે ઇબ્ને હિશામ)*

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વતનમાંથી બહાર કાઢી મૂકવા બાબતે કુર્આનમાં ઘણી જગ્યાએ નિર્દેશ કરવામાં આવ્યો છે. સૂરએ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં ફરમાવવામાં આવ્યું છે :

وَكَاَيِّنۡ مِّنۡ قَرۡيَةٍ هِىَ اَشَدُّ قُوَّةً مِّنۡ قَرۡيَتِكَ الَّتِىۡۤ اَخۡرَجَتۡكَ‌ۚ اَهۡلَكۡنٰهُمۡ فَلَا نَاصِرَ لَهُمۡ ﴿۱۳﴾

*(સૂરએ અલ મુહમ્મદ અરબી, આયત નં. ૧૩)*

અનુવાદ : "હે નબી ! કેટલીએ કૌમો (વસતિઓ) એવી હતી જે (દરેક પ્રકારના) બળમાં તમારી આ વસતિ કરતાં ઘણી જ શક્તિશાળી હતી કે જ્યાંના રહીશોએ તમને કાઢી મૂક્યા. અમે તેઓનો નાશ કર્યો તો તેઓનો કોઇ સહાયક ન બન્યો."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મક્કાથી નીકળ્યા પછી (હિજરત માટે) મક્કા તરફ મોઢું ફેરવીને ફરમાવ્યું હતું. "હે મક્કા ! તું અલ્લાહને દુનિયાના તમામ શહેરો કરતાં વધારે પ્રિય છે અને મને પણ દુનિયાના તમામ શહેરોમાં સૌથી વધારે મુહબ્બત તારાથી જ છે. જો મક્કાના મુશરિકોએ મને અહીંથી ન કાઢયો હોત તો હું તને કદી ન છોડત. તે વખતે આ આયત ઉતરી, જેમાં આપના માટે આશ્વાસન પણ હતું. સૂરએ મુમ્તહિનહમાં પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મક્કાથી કાઢી મૂકવાનું ટૂંકું વર્ણન આવી ગયું છે.

اِنَّمَا يَنۡهٰٮكُمُ اللّٰهُ عَنِ الَّذِيۡنَ قٰتَلُوۡكُمۡ فِى الدِّيۡنِ وَاَخۡرَجُوۡكُمۡ مِّنۡ دِيَارِكُمۡ وَظٰهَرُوۡا عَلٰٓى اِخۡرَاجِكُمۡ اَنۡ تَوَلَّوۡهُمۡ‌ۚ وَمَنۡ يَّتَوَلَّهُمۡ فَاُولٰۤـئِكَ هُمُ الظّٰلِمُوۡنَ ﴿۹﴾

*(સૂરએ મુમ્તહિનહ અરબી, આયત નં. ૯)*

અનુવાદ : "અલ્લાહ તો તમને માત્ર તે લોકોથી મિત્રાચારી કરવાથી રોકે છે કે જેઓ તમારી સાથે ધર્મ સંબંધી લડયા અને તમને તમારા ઘરબારથી કાઢી મૂક્યા; તેમજ તમને કાઢી મૂકવામાં એકબીજાની મદદ કરી અને જે કોઈ તેવા લોકોથી મિત્રતા રાખે તો તે લોકો જ ગુનેહગાર છે." આ આયતે કરીમામાં અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મુસલમાનોના જાહેરી કાવતરાખોર દુશ્મનો સાથે કોઈ પણ પ્રકારની મિત્રતા રાખવાની ઈમાનવાળાઓને મનાઈ કરવામાં આવી છે અને એ વાત જાહેર કરવામાં આવી છે કે મક્કાના મુશરિકોએ મુસલમાનોને બેઘર કરી દીધા છે, જેનાથી તેમની સંપૂર્ણ અદાવત સ્પષ્ટ તરી આવે છે. સૂરએ બકરહમાં છે :

"وَاَخۡرِجُوۡهُمۡ مِّنۡ حَيۡثُ اَخۡرَجُوۡكُمۡ"

*(સૂરએ બકરહ અરબી, આયત ૧૯૧ માંથી)*

અનુવાદ : "અને જ્યાંથી તેઓએ તમને (વતન ત્યજી) નીકળવા લાચાર કર્યા ત્યાંથી તેઓને પણ કાઢી મૂકો." આ આયતમાં એવો હુકમ આપવામાં આવ્યો છે કે જો કાફિરો તમને કતલ કરવા લાગે તો તમને પણ એ વાતની છૂટ છે કે તમે પણ તેમને જ્યાં જુઓ ત્યાં કતલ કરો અને જો તમારામાં શક્તિ હોય તો જેવી રીતે તેમણે તમને મક્કામાંથી કાઢી મૂક્યા હતા તેવી જ રીતે તમે પણ તેમને મક્કામાંથી કાઢી મૂકો.

## (૧૨) હક વાતનું ખુલ્લું આમંત્રણ :

નુબુવ્વત પ્રાપ્ત થયા પછી ત્રણ વર્ષ સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈસ્લામની દા'વત આપવાનું કામ છૂપી રીતે કરતા રહયા. પછી અલ્લાહ તઆલા તરફથી આપને ખુલ્લમ ખુલ્લા તબ્લીગ કરવાનો હુકમ આપવામાં આવ્યો. આ હુકમનું પણ કુર્આનમાં વર્ણન છે :

فَاصْدَعْ بِمَا تُؤْمَرُ وَاَعْرِضْ عَنِ الْمُشْرِكِيْنَ ﴿۹۴﴾

*(સૂરએ હિજ્ર અરબી, આયત નં. ૯૪)*

અનુવાદ : "(હે નબી !) જે કંઇ હુકમ તમને આપવામાં આવ્યો છે તેને ખુલ્લી રીતે સંભળાવી દો અને મુશરિકોની કંઇ જ પરવા ન કરો." આ આયતમાં રિસાલતના સંદેશને ખુલ્લી રીતે લોકો સુધી પહોંચાડવાનો આદેશ આપવામાં આવ્યો છે. ફરમાવવામાં આવ્યું છે :

وَقُلْ اِنِّيْٓ اَنَا النَّذِيْرُ الْمُبِيْنُ ﴿۸۹﴾

*(સૂરએ હિજ્ર અરબી, આયત નં. ૮૯)*

અનુવાદ : "અને (ન માનનારાઓને) કહી દો "હું તો સ્પષ્ટપણે સચેત કરનાર છું." (નહીં માનો તો અઝાબ આવશે.)

સૂરએ મુદ્દસ્સિરમાં હુકમ આપવામાં આવ્યો છે :

"قُمْ فَاَنْذِرْ" *(સૂરએ મુદ્દસ્સિર અરબી, આયત નં. ૨)*

અનુવાદ : "ઉઠો અને ડર બતાવો."

સૂરએ શુઅ્રામાં ફરમાવવામાં આવ્યું છે :

"وَاَنْذِرْ عَشِيْرَتَكَ الْاَقْرَبِيْنَ"

*(સૂરએ શુઅ્રા અરબી, આયત નં. ૨૧૪)*

અનુવાદ : "અને સૌ પ્રથમ તમે તમારા કુટુંબીજનોને ડરાવો, જે નિકટના છે."

આ પછી તો ખુલ્લમ ખુલ્લા દા'વતે ઇસ્લામના કલરવથી મક્કાની શેરીઓ અને ઘર ગુંજી ઉઠયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ

સફાના પહાડ ઉપર ચઢીને કુરેશ કબીલાને સાદ પાડી બોલાવ્યો, એકેશ્વરવાદનો નારો લગાવ્યો અને કહયું : "**યા અય્યુહન્નાસ કૂલૂ લા ઈલા–હ ઈલ્લલ્લાહ તુફ્લિહૂન.**" હે લોકો ! કહો, અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી, તમે સફળતા મેળવશો. (કલિમ–એ–તૌહીદના પઢનારા બની જાઓ.) આ પછી તો આપના વિરોધનો એક અનંત સિલસિલો શરૂ થઈ ગયો અને અસત્ય સ્વભાવગત તથા ઐતિહાસિક સાતત્યતા મુજબ શ્રેણીબદ્ધ રીતે તમામ શકિતઓ સાથે સત્યની સામે આવી ગયું.

## (૧૩) વહીનું થોભી જવું :

વહી બંધ થવાનો સૌથી પહેલો અને સૌથી લાંબો સમય તો સૂરએ અલકની શરૂઆતની આયતો ઉતર્યા પછી શરૂ થયો હતો, જેનો અંત સૂરએ મુદસ્સિર ઉતરી ત્યારે આવ્યો. આનું વર્ણન અગાઉ આવી ગયું છે. થોડાક સમય પછી કોઈ કારણસર વળી પાછો વહીનો સિલસિલો થોડાક સમય માટે બંધ થયો તો કાફિરોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એવું મહેણું માર્યું કે મુહમ્મદનો ખુદા તેમના ઉપર નારાજ થઈ ગયો અને તેમને છોડી દીધા. ઈસ્લામ દુશ્મન અબૂ લહબની પત્ની ઉમ્મે જમીલે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહ્યું, "એવું લાગે છે કે તમારા શયતાને તમને છોડી દીધા છે." આ સ્થિતિને કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઘેરો આઘાત લાગ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દિલાસો આપવા માટે સૂરએ ઝુહા ઉતરી, જેમાં અલ્લાહ તઆલાએ તાકીદપૂર્વક એ સ્પષ્ટ કરી દીધું કે "ન તો અલ્લાહ તઆલા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નારાજ છે, ન તો તેણે (અલ્લાહે) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને છોડી દીધા છે, પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એ ખુશખબરી સંભળાવવામાં આવી કે ટૂંક સમયમાં

જ અલ્લાહ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉપર પોતાના ઇન્આમો અને કૃપાઓની વર્ષા કરશે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આનંદિત અને ખુશખુશાલ થઇ જશે. ફરમાવવામાં આવ્યું :

وَالضُّحٰى ۝١ وَالَّيْلِ اِذَا سَجٰى ۝٢ مَا وَدَّعَكَ رَبُّكَ وَمَا قَلٰى ۝٣

*(સૂરએ ઝુહા અરબી, આયત નં. ૧–૨–૩)*

અનુવાદ : "દિવસના પ્રકાશના સોગંદ છે અને રાતના સોગંદ છે, જ્યારે કે તે છવાઇ જાય. તમારા પાલનહારે ન તો તમને છોડી દીધા છે અને ન તે તમારાથી નારાજ થયો છે." હકીકતમાં વહીના ઉતરવામાં શરૂઆતમાં અંતર એટલા માટે હતું કે જેથી આપ સલ્લલ્લાંહુ અલયહિ વ સલ્લમને ધીરે ધીરે વહીનો ભાર સહન કરવાની આદત પડી જાય. જ્યારે આપ ટેવાઇ ગયા તો આવા અંતર પાડવાનું–મોડું થવાનું બંધ કરી દેવામાં આવ્યું.

## (૧૪) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે મુશરિકોના વિચારો :

સીરતના પુસ્તકોમાં લખવામાં આવ્યું છે કે કુરૈશના આગળ પડતા સરદારો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દા'વતની અતિ ઝડપી લોકપ્રિયતાથી અકળાઇને વલીદ બિન મુગીરાના ઘરે ભેગા થયા. હજની મોસમ નજીક આવી રહી હતી. કુરૈશીઓને ડર હતો કે આરબ કબીલાઓના હજ પઢવા માટે આવનારા વિવિધ ગિરોહ–જૂથમાં દા'વતે મુહમ્મદીનો અવાજ પહોંચશે તો તેમના ઉપર તેની અસર થશે. આ ડરને ધ્યાનમાં રાખીને પરસ્પર ચર્ચા–વિચારણા કરવા માટે તેઓ વલીદના ઘરે એકઠા થયા. વલીદે હાજર રહેલા તમામને સંબોધન કરતાં કહયું, "જો આપણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે લોકોને જુદી જુદી વાતો કરીએ

તો આપણી વાતોનું કોઇ મહત્ત્વ રહેશે નહીં અને આપણા ઉપરનો વિશ્વાસ ચાલ્યો જશે, એટલા માટે કોઇ એક વાત નક્કી કરી લેવામાં આવે જેને બધા જ લોકો એક મત થઇને એ વાત કહેતા રહે." કેટલાક લોકોએ કહયું કે, "અમે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કાહિન (જ્યોતિષી) કહીશું." વલીદે જવાબ આપ્યો, "ના, ખુદાના સોગંદ એ જ્યોતિષ નથી, અમે જ્યોતિષીઓને જોયા છે. એમની વાણી ન તો જ્યોતિષીઓ જેવી છે ન તો પોતે જ્યોતિષીઓની જેમ વાતો જોડે છે, ન તો ગણગણે છે." કેટલાક લોકોએ કહયું, "અમે તેમને મજનૂ–પાગલ કહીશું." વલીદે કહયું : ના, એ પાગલ નથી. અમે પાગલોનો બકવાસ (લવારો) અને અવળચંડાઇઓ તેમનામાં જરાએ જોઇ નથી." કેટલાક લોકોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને 'શાયર' કહેવાની ઇચ્છા દર્શાવી. વલીદે કહયું, "તે શાયર પણ નથી. હું શાયરીના તમામ પ્રકાર અને લક્ષણોથી પરિચિત છું. એમની વાણી શાયરી નથી." લોકોએ કહયું, "તે જાદૂગર છે." વલીદે કહયું, "એવું પણ નથી. હું જાદૂગરો અને એમની જાદુઇ વાતોથી સારી રીતે પરિચિત છું. આ પણ તેમની વાણીને લાગતું–વળગતું નથી." લોકોએ કંટાળીને કહયું, "વલીદ ! તમે જ બતાવો કે અમે શું કરીએ ?" વલીદે લાંબા સમય સુધી વિચાર કર્યા પછી કહયું, "અલ્લાહના સોગંદ ! મુહમ્મદની વાણીમાં ભરપૂર મીઠાશ છે. એમની વાણીના મૂળ ઘણા ઊંડા અને એમની ડાળો ઘણી ફેલાયેલી છે. તમે આ વાતો પૈકી જે કંઇ પણ કહેશો, લોકો એમની વાણીને સાંભળીને દરેક વાતને ખોટી જ કહેશે. હા, વધારેમાં વધારે તો તમે તેમને જાદૂગર કહી શકો છો, કેમ કે તેમની વાણી જાદૂની જેમ અસર કરે છે અને સાંભળનાર વ્યક્તિને તેના બાપ, ભાઇ, સગાં–સંબંધીઓ અને સમગ્ર ખાનદાનથી અલગ કરી દે છે. આ અભિપ્રાયથી બધા જ સહમત થઇ ગયા અને હજના સમયે કાફિરોએ આપને જાદૂગર (સાહિર) ઉપનામથી મશહૂર કરી દીધા. એનો લાભ એમને ઘણો જ ઓછો થયો, પરંતુ અલ્લાહના રસૂલ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પૂરા અરબસ્તાનમાં મશહૂર થઇ ગયા. કુર્આન શરીફમાં સૂરએ મુદસ્સિરની ઘણી ખરી આયતોમાં વલીદ બિન મુગીરહના આ વ્યવહારનું વર્ણન આવ્યું છે.

إِنَّهُ فَكَّرَ وَقَدَّرَ ﴿١٨﴾ فَقُتِلَ كَيْفَ قَدَّرَ ﴿١٩﴾ ثُمَّ قُتِلَ كَيْفَ قَدَّرَ ﴿٢٠﴾ ثُمَّ نَظَرَ ﴿٢١﴾ ثُمَّ عَبَسَ وَبَسَرَ ﴿٢٢﴾ ثُمَّ أَدْبَرَ وَاسْتَكْبَرَ ﴿٢٣﴾ فَقَالَ إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ يُؤْثَرُ ﴿٢٤﴾ إِنْ هَٰذَا إِلَّا قَوْلُ الْبَشَرِ ﴿٢٥﴾ سَأُصْلِيهِ سَقَرَ ﴿٢٦﴾

*(સૂરએ અલ મુદસ્સિર અરબી, આયત ૧૮ થી ૨૬)*

અનુવાદ : "તેણે (કુર્આન વિશે) કંઈક વિચાર્યું અને તજવીજ (વાત બનાવવાની કોશિશ) કરી તો અલ્લાહની માર તેના ઉપર. (તેણે) કેવી તજવીજ કરી ? હા, અલ્લાહની માર તેના ઉપર (તેણે કેવી વાત બનાવવાની તજવીજ કરી ?) પછી તેણે (સૌના તરફ ખાસ) નજર કરી. પછી ભવાં ચઢાવ્યાં અને અતિશય મોઢું બગાડયું. પછી તેણે પીઠ ફેરવી અને અહંકાર જાહેર કર્યો. છેવટે બોલ્યો કે એ તો માત્ર અગાઉના લોકોથી ચાલ્યો આવતો જાદૂ છે. એ તો માત્ર મનુષ્યની વાણી છે. (પણ તેની શિક્ષામાં) હવે હું તેને જહન્નમમાં નાખીશ." કહેવાય છે કે વલીદ મનથી તો કુર્આને કરીમથી પ્રભાવિત થઇ જ ચૂક્યો હતો, પરંતુ પોતાની સરદારીને ટકાવી રાખવા ખાતર તે ઈમાન નહોતો લાવ્યો અને પોતાના ઝમીર–સ્વથી મનોમંથન કરીને તેના વિરુદ્ધ જઇ તેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે જાદૂગર ઉપનામ નક્કી કરવાનું ઠરાવ્યું.

હદીષની કિતાબો અને ઇતિહાસથી એ વાત સાબિત થાય છે કે જયારે કાફિરોને એવું લાગ્યું કે સચ્ચાઈની દા'વતનો કાફલો ખૂબ જ ઝડપથી તેના ધ્યેય તરફ આગળ ધપી રહયો છે અને તેમની કોઇ પણ યોજના–

પ્રયુક્તિ ઉપયોગી પુરવાર નથી થઇ રહી તો તેમણે જાતજાતની યુક્તિઓ વડે દીનની દા'વતની આ ચળવળને ઠંડી પાડવા માટે પ્રયત્નો આરંભી દીધા. જુદા જુદા નામ અને જુદા જુદા ઉપનામો શોધી કાઢયા. જાદૂગર, શાયર, ગાંડો અને પાગલ કહયા અને એમ પણ કહયું કે એમની વાણી વેરવિખેર સ્વપ્નું છે. અગાઉના લોકોની પુરાવા વિનાની, પાયા વિહોણી, મનઘડત વાતો છે. પ્રાચીન દંતકથાઓ છે. અગાઉના લોકોની નકામી વાતો છે. કપોળ–કલ્પિત અને જૂઠી વાત છે, ગાંડપણની શિખવાડેલી વાતો છે વગેરે વગેરે. કુર્આન શરીફની ઘણી ખરી આયતોમાં આ બધી બાબતોનું વર્ણન આવ્યું છે. અહીં અમે આ વિષયને લગતી કેટલીક આયતો રજૂ કરીએ છીએ.

وَمِنْهُمْ مَّنْ يَّسْتَمِعُ اِلَيْكَ ۚ وَجَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِيْٓ اٰذَانِهِمْ وَقْرًا ۭ وَاِنْ يَّرَوْا كُلَّ اٰيَةٍ لَّا يُؤْمِنُوْا بِهَا ۭ حَتّٰٓي اِذَا جَاۗءُوْكَ يُجَادِلُوْنَكَ يَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْٓا اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿٢٥﴾

*(૧) સૂરએ અલ અન્આમ અરબી, આયત નં. ૨૫*

અનુવાદ : "અને તેઓમાંના કેટલાક (કુર્આન સાંભળવા) તમારા તરફ ધ્યાન ધરે છે, પરંતુ અમે તેઓના દિલો પર તેના મૂળ હેતુને સમજવાથી પડદા નાખી દીધા છે, અને તેમના કાનોમાં ડાટા મારી દીધા છે (કે સાંભળી ન શકે) અને જો તેઓ બધી જ (દલીલો) નિશાનીઓ જોઇ લે તો પણ તેના ઉપર ઇમાન નહીં લાવે. (તેઓની દુશ્મની) એટલે સુધી (વધી ગઇ છે) કે જ્યારે તેઓ તમારી પાસે આવે છે તો વ્યર્થ ઝઘડો કરે છે.

(એવી રીતે) કે કાફિરો કહે છે એ (કુર્આન) તો આગલા લોકોની પ્રચલિત–મનઘડત દંતકથાઓ સિવાય કંઇ જ નથી.''

وَإِذَا تُتْلَىٰ عَلَيْهِمْ آيَاتُنَا قَالُوا قَدْ سَمِعْنَا لَوْ نَشَاءُ لَقُلْنَا مِثْلَ هَٰذَا ۙ إِنْ هَٰذَا إِلَّا أَسَاطِيرُ الْأَوَّلِينَ ﴿٣١﴾

*(૨) સૂરએ અલ અન્ફાલ અરબી, આયત નં. ૩૧*

અનુવાદ : "અને જ્યારે તેઓની સામે અમારી આયતો પઢવામાં આવે છે ત્યારે કહે છે અમે સાંભળી ચૂક્યા. જો અમે ઇચ્છીએ તો અમે પણ એવું કહી નાખીએ. આ (કુર્આન) એ આગલાઓની માત્ર જૂઠી વાર્તાઓ છે." –આ આયતમાં નઝર બિન કલદી તરફ ઇશારો છે, જે અતિ નાસ્તિક કુરૈશીઓમાંથી હતો.

وَإِذَا قِيلَ لَهُمْ مَاذَا أَنْزَلَ رَبُّكُمْ ۙ قَالُوا أَسَاطِيرُ الْأَوَّلِينَ ﴿٢٤﴾

*(૩) સૂરએ અન્નહ્લ અરબી, આયત નં. ૨૪*

અનુવાદ : "અને જ્યારે તેમને પૂછવામાં આવે છે કે તમારા પરવરદિગારે શું ઉતાર્યું છે તો કહે છે (અરે !) એ તો આગલાઓની વાર્તાઓ છે.

لَقَدْ وُعِدْنَا نَحْنُ وَآبَاؤُنَا هَٰذَا مِنْ قَبْلُ إِنْ هَٰذَا إِلَّا أَسَاطِيرُ الْأَوَّلِينَ ﴿٨٣﴾

*(૪) સૂરએ અલ મુઅ્મિનૂન અરબી, આયત નં. ૮૩*

અનુવાદ : "(કાફિરો કહે છે) આ વાયદો તો અમને તથા અમારા બાપ–દાદાને પહેલાંથી જ થતો આવ્યો છે (પણ) એ તો કંઇ નથી,

પૂર્વજોથી ચાલી આવતી માત્ર કાલ્પનિક વાર્તા છે."

وَلَئِنْ قُلْتَ إِنَّكُمْ مَّبْعُوْثُوْنَ مِنْ بَعْدِ الْمَوْتِ لَيَقُوْلَنَّ الَّذِيْنَ كَفَرُوْٓا إِنْ هٰذَآ إِلَّا سِحْرٌ مُّبِيْنٌ ۝٧

*(૫) સૂરએ હૂદ અરબી, આયત નં. ૭ માંથી*

અનુવાદ : "(અને હે નબી !) અને જો તમે કહો છો કે બેશક, તમે મર્યા પછી ફરીથી સજીવન થશો તો કાફિરો તરત જ કહેવા લાગે છે કે એ તો ખુલ્લમ ખુલ્લા જાદૂ સિવાય કંઈ જ નથી."

وَعَجِبُوْٓا أَنْ جَآءَهُمْ مُّنْذِرٌ مِّنْهُمْ ۖ وَقَالَ الْكٰفِرُوْنَ هٰذَا سٰحِرٌ كَذَّابٌ ۝٤

*(૬) સૂરએ સૉદ અરબી, આયત નં. ૪*

અનુવાદ : "અને તેઓ આ વાત પર અચરજ પામ્યા કે તેઓની પાસે તેઓમાંથી એક ડરાવનાર (રસૂલ) આવ્યા અને એ કાફિરો કહેવા લાગ્યા કે એ તો જાદૂગર સાવ જૂઠો છે."

وَلَمَّا جَآءَهُمُ الْحَقُّ قَالُوْا هٰذَا سِحْرٌ وَّإِنَّا بِهٖ كٰفِرُوْنَ ۝٣٠

*(૭) સૂરએ અઝ઼ ઝુખરુફ અરબી, આયત નં. ૩૦*

અનુવાદ : "પરંતુ જ્યારે તેઓની પાસે સત્ય (કુર્આન) પહોંચ્યું તો કહેવા લાગ્યા કે એ તો જાદૂ છે અને બેશક, અમે તેને માનતા નથી."

فَقَالَ إِنْ هٰذَآ إِلَّا سِحْرٌ يُّؤْثَرُ ۝٢٤ إِنْ هٰذَآ إِلَّا قَوْلُ الْبَشَرِ ۝٢٥

*(૮) સૂરએ અલ મુદસ્સિર અરબી, આયત નં. ૨૪–૨૫*

અનુવાદ : "છેવટે બોલ્યા કે આ તો ફક્ત એક જાદૂ છે, જે અગાઉથી

ચાલ્યું આવે છે. એ માત્ર મનુષ્યની વાણી છે."

وَقَالُوا يَٰٓأَيُّهَا ٱلَّذِي نُزِّلَ عَلَيْهِ ٱلذِّكْرُ إِنَّكَ لَمَجْنُونٌ ﴿٦﴾

*(૯) સૂરએ અલ હિજ્ર અરબી, આયત ૬*

અનુવાદ : "અને એ (મક્કાના) કાફિરો કહે છે, હે તે માણસ જેના ઉપર કુર્આન ઉતારવામાં આવ્યું છે, તું દિવાનો છે."

وَمَا صَاحِبُكُم بِمَجْنُونٍ ﴿٢٢﴾ وَلَقَدْ رَءَاهُ بِٱلْأُفُقِ ٱلْمُبِينِ ﴿٢٣﴾
وَمَا هُوَ عَلَى ٱلْغَيْبِ بِضَنِينٍ ﴿٢٤﴾ وَمَا هُوَ بِقَوْلِ شَيْطَٰنٍ رَّجِيمٍ ﴿٢٥﴾

*(૧૦) સૂરએ અત્તક્વીર અરબી, આયત નં. ૨૨ થી ૨૫*

અનુવાદ : "(હે મક્કાવાસીઓ !) અને તમારો સાથી (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કંઇ પાગલ નથી. બેશક, તેમણે તેને (જિબ્રઇલ અલયહિસ્સલામ) (અસલી સ્વરૂપમાં) આકાશના ખુલ્લા ઊંચા કિનારા પાસે જોયો છે અને એ (નબી) વહીની ગુપ્ત વાતો બતાવવામાં કંજૂસ પણ નથી અને કુર્આન કોઇ મરદૂદ શયતાનની વાણી નથી."

وَمَا عَلَّمْنَٰهُ ٱلشِّعْرَ وَمَا يَنۢبَغِي لَهُۥٓ ۚ إِنْ هُوَ إِلَّا ذِكْرٌ
وَقُرْءَانٌ مُّبِينٌ ﴿٦٩﴾

*(૧૧) સૂરએ યાસીન અરબી, આયત નં. ૬૯*

અનુવાદ : "અને તેમને (નબીને) અમે કાવ્યરચના શીખવી નથી અને એ તેમને શોભતું પણ નથી. એ તો કેવળ બોધ અને સ્પષ્ટ–શ્રુતવાણી કુર્આન જ છે."

وَمَا هُوَ بِقَوْلِ شَاعِرٍ ۚ قَلِيلًا مَّا تُؤْمِنُونَ ﴿٤١﴾ وَلَا بِقَوْلِ كَاهِنٍ ۚ قَلِيلًا مَّا تَذَكَّرُونَ ﴿٤٢﴾

*(૧૨) સૂરએ અલ્ હક્ક અરબી, આયત નં. ૪૧–૪૨*

અનુવાદ : "અને એ કોઈ કવિની વાણી નથી, (પરંતુ) તમે બહુ થોડો વિશ્વાસ રાખો છો અને ન આ કોઈ કાહિનનું કલામ છે, (પરંતુ) તમે બહુ ઓછું લક્ષ આપો છો."

فَذَكِّرْ فَمَا أَنْتَ بِنِعْمَتِ رَبِّكَ بِكَاهِنٍ وَّلَا مَجْنُونٍ ﴿٢٩﴾ أَمْ يَقُولُونَ شَاعِرٌ نَّتَرَبَّصُ بِهِ رَيْبَ الْمَنُونِ ﴿٣٠﴾

*(૧૩) સૂરએ તૂર અરબી, આયત નં. ૨૯–૩૦*

અનુવાદ : "માટે હે નબી ! તમે ઉપદેશ કર્યે જાઓ, કેમ કે તમારા પરવરદિગારની કૃપાથી ન તો (તમે) કાહિન–જ્યોતિષી છો, ન તો દિવાના–પાગલ છો. શું તેઓ એમ (પણ) કહે છે કે એ (નબી) શાઈર છે, તેથી અમે તેના ઉપર કાળચક્રની રાહ જોઈએ છીએ."

وَيَقُولُونَ أَئِنَّا لَتَارِكُوا آلِهَتِنَا لِشَاعِرٍ مَّجْنُونٍ ﴿٣٦﴾

*(૧૪) સૂરએ સાફ્ફાત અરબી, આયત નં. ૩૬*

અનુવાદ : "અને કહેતા, શું અમે અમારા પૂજ્યોને એ ઘેલા કવિના કહેવાથી છોડી દઈએ ?"

بَلْ قَالُوا أَضْغَاثُ أَحْلَامٍ بَلِ افْتَرَاهُ بَلْ هُوَ شَاعِرٌ ۚ

فَلْيَأْتِنَا بِآيَةٍ كَمَا أُرْسِلَ الْأَوَّلُونَ ﴿٥﴾

*(૧૫) સૂરએ અમ્બિયા અરબી, આયત નં. ૫*

અનુવાદ : "બલકે તેઓ કહે છે કે આ એક વેરવિખેર સ્વપ્નું છે. આ (કુર્આન) તો વિચિત્ર વિચારો છે, બલકે એ તો એક કવિ છે. (જો નબી જ છે) તો તેને જોઈએ કે અમારી પાસે એવી નિશાની લઈને આવે, જેની નિશાની લઈને પહેલાંના જમાનાના રસૂલોને મોકલવામાં આવ્યા હતા."

أَمْ يَقُولُونَ افْتَرَاهُ ۖ قُلْ إِنِ افْتَرَيْتُهُ فَلَا تَمْلِكُونَ لِي مِنَ اللَّهِ شَيْئًا ۖ

*(૧૬) સૂરએ અહકાફ અરબી, આયત નં. ૮*

અનુવાદ : "શું તેઓ એમ કહે છે કે આ (કુર્આન) તેણે ઘડી કાઢયું છે ? (હે નબી !) આપ ફરમાવી દો કે જો મેં એને ઘડી કાઢયું હોય તો તમે અલ્લાહ(ના અઝાબ)થી મને સ્હેજ પણ બચાવી શકતા નથી."

أَمْ يَقُولُونَ تَقَوَّلَهُ ۚ بَل لَّا يُؤْمِنُونَ ﴿٣٣﴾

*(૧૭) સૂરએ તૂર અરબી, આયત નં. ૩૩*

અનુવાદ : "શું તેઓ એમ કહે છે કે આ (કુર્આન) તેણે (નબીએ) ઘડી કાઢયું છે ? એમ નથી, બલકે તેઓ (હઠધર્મીથી) ઈમાન લાવવા માંગતા નથી."

وَإِذَا تُتْلَىٰ عَلَيْهِمْ آيَاتُنَا بَيِّنَاتٍ قَالُوا مَا هَٰذَا إِلَّا رَجُلٌ يُرِيدُ أَن يَصُدَّكُمْ عَمَّا كَانَ يَعْبُدُ آبَاؤُكُمْ ۚ وَقَالُوا مَا هَٰذَا إِلَّا إِفْكٌ مُّفْتَرًى ۚ وَقَالَ الَّذِينَ كَفَرُوا لِلْحَقِّ لَمَّا جَاءَهُمْ

إِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّبِيْنٌ ﴿٤٣﴾ (૧૮) સૂરએ સબા અરબી, આયત નં. ૪૩

અનુવાદ : "અને એ લોકોને જ્યારે અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે તો એ લોકો કહે છે, આ (નબી) તો માત્ર એક એવો માણસ છે, જે ઇચ્છે છે કે તમારા વડીલો જેમની (શરૂઆતથી જ) પૂજા કરતા હતા તેમને પૂજવાથી તમને રોકે. વળી, તેઓ કહે છે કે એ (કુર્આન) તો માત્ર ઘડી કાઢેલું જૂઠાણું જ છે અને આ સત્ય (કુર્આન) જ્યારે તેઓની સામે આવ્યું તો આ કાફિરો એના વિશે એવું જ કહેવા લાગ્યા કે આ બીજું કંઇ નથી, પરંતુ એક ખુલ્લો જાદૂ છે."

وَاِنْ يَّكَادُ الَّذِيْنَ كَفَرُوْا لَيُزْلِقُوْنَكَ بِاَبْصَارِهِمْ لَمَّا سَمِعُوا الذِّكْرَ وَيَقُوْلُوْنَ اِنَّهٗ لَمَجْنُوْنٌ ﴿٥١﴾

(૧૯) સૂરએ અલ્ કલમ અરબી, આયત નં. ૫૧

અનુવાદ : "અને જ્યારે કાફિરો કુર્આન સાંભળે છે ત્યારે તેઓ (અદાવતના માર્યા) એવા લાગે છે કે જાણે પોતાની નજરો વડે તમારા ડગ (પગ) ઉખાડી મુકશે અને તેઓ કહે છે કે એ તો પાગલ છે."

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْٓا اِنْ هٰذَآ اِلَّآ اِفْكُ ۨافْتَرٰىهُ وَاَعَانَهٗ عَلَيْهِ قَوْمٌ اٰخَرُوْنَ ۚ فَقَدْ جَآءُوْ ظُلْمًا وَّزُوْرًا ﴿٤﴾ وَقَالُوْٓا اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ اكْتَتَبَهَا فَهِيَ تُمْلٰى عَلَيْهِ بُكْرَةً وَّاَصِيْلًا ﴿٥﴾

(૨૦) સૂરએ ફુરકાન અરબી, આયત નં. ૪–૫

અનુવાદ : "અને કાફિરો (કુર્આન વિશે) એમ કહે છે કે એ તો કંઇ નથી માત્ર જુઠાણું છે કે જેને તેણે (નબીએ) ઘડી કાઢયું છે અને તેમાં

બીજા લોકોએ તેની મદદ કરી છે, તો એ લોકો ઝુલ્મ (અન્યાય) અને જૂઠ ઉપર ઉતરી આવ્યા છે. વળી, તેઓ કહેવા લાગ્યા કે એ તો પૂર્વજોની લખેલી વાર્તાઓ છે, જેને તે લખાવે છે અને તેને સવાર–સાંજ સંભળાવવામાં આવે છે."

## (૧૫) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે કુરૈશીઓની બેહૂદી માંગણીઓ :

મક્કા શરીફમાં ઈસ્લામનો ફેલાવો ધીમે ધીમે થઈ રહયો હતો. મક્કાના કુરૈશ ગમે તે રીતે ઈસ્લામની અસરને નેસ્ત–નાબૂદ કરવા માટે પ્રતિબદ્ધ હતા. એક વખતે તેમણે મશ્વેરો કરીને એક પ્રતિનિધિમંડળ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં મોકલ્યું. પ્રતિનિધિમંડળે જે વાત કરી તેનો ભાવાર્થ આ છે કે, આપે હુકૂમત (સત્તા) સ્ત્રી તથા ધન–દૌલત અંગેની અમારી પહેલ (રજૂઆત)ને નકારી કાઢી છે. આપ સારી રીતે જાણો છો કે અમે તંગદસ્તીમાં છીએ–ગરીબીમાં છીએ. અમારો પ્રદેશ ઘણોં ઓછો છે, અમારી સ્થિતિ ઘણી જ ખરાબ છે, અમારી પાસે માલ પણ ઘણો ઓછો છે. આપ આપના પાલનહારથી એવી દુઆ કરો કે તે આ પહાડો કે જેમણે અમને સિમિત કરી નાખ્યા છે તેમને અહીંથી ખસેડી લે અને અમારા આ વિસ્તારને વિશાળ કરી નાખે અને એમાં નદીઓ અને ઝરણાં વહાવી દે; જેવી નદીઓ અને નહેરો શામ અને ઈરાકમાં વહે છે વગેરે, વગેરે. એમણે આગળ એમ પણ કહયું કે આપ આપના પાલનહાર પાસે આપના માટે એક ફરિશ્તાની માંગણી કરો જે હંમેશા આપની સાથે રહે, આપની વાતોને અનુમોદન આપે. વળી, આપ આપના પાલનહાર પાસે આ દુઆ પણ કરો કે તે આપના માટે બાગ–બગીચા અને મહેલો અને સોના–ચાંદીના ખજાના આપે. જો તમે તમારા દાવામાં સાચા છો તો એવું કરી બતાવો કે જેથી અમે પણ આપને નબી સમજીએ. નહિતર

વર્તમાન સ્થિતિને જોતાં તો આપ અમારી જેમ જ હરો–ફરો છો, ખાઓ–પીઓ છો, બજારોમાં આવ–જા કરો છો અને રોઝી માટે મહેનત અને પ્રયત્ન કરો છો. જો કે નબીએ તો આવા કામ ન કરવા જોઇએ. કાફિરોની આવી અતાર્કિક માંગણીઓ અને કુવિચારોનું વર્ણન કુર્આનમાં કરવામાં આવ્યું છે.

وَلَوْ اَنَّ قُرْاٰنًا سُيِّرَتْ بِهِ الْجِبَالُ اَوْ قُطِّعَتْ بِهِ الْاَرْضُ
اَوْ كُلِّمَ بِهِ الْمَوْتٰى ؕ بَلْ لِّلّٰهِ الْاَمْرُ جَمِيْعًا ؕ

*(સૂરએ રઅદ અરબી, આયત ૩૧ માંથી)*

અનુવાદ : "અને જો કોઇ કુર્આન એવું હોત કે તે વડે પર્વતો ચાલવા લાગત અથવા તે વડે જમીન ફાટી જાત અથવા તે વડે મુડદાઓ (લોકો સાથે) બોલવા લાગત, વાતચીત કરતા (તો એવા ગુણો આ કુર્આનમાં જ હોત), –(તો પણ આ કાફિરો ઇમાન ન લાવત અને આવી નિશાનીઓ બતાવવી કોઇ અઘરું કામ નથી), પરંતુ તમામ અધિકારો અલ્લાહના જ હાથમાં છે, પરંતુ સૌ કામ અલ્લાહ તઆલાના અધિકારમાં જ છે." આ આયતમાં એ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું છે કે નિશાનીઓ ન દેખાડવાનું અસલ કારણ એ નથી કે અલ્લાહ તઆલાને આના ઉપર પ્રભુત્ત્વ નથી, પરંતુ ખરું કારણ એ છે કે આવી રીતે કામ લેવું તે અલ્લાહ તઆલાની મરજી વિરુદ્ધ છે. કેમ કે મૂળ હેતુ તો હિદાયત (સાચી સમજ) છે અને હિદાયત લોકોની ચિંતા અને પ્રતિભા (બુદ્ધિમત્તા)માં રહેલી ખામીઓને દૂર કર્યા વિના મળતી નથી.

وَ قَالُوْا لَنْ نُّؤْمِنَ لَكَ حَتّٰى تَفْجُرَ لَنَا مِنَ الْاَرْضِ
يَنْۢبُوْعًا ۝ اَوْ تَكُوْنَ لَكَ جَنَّةٌ مِّنْ نَّخِيْلٍ وَّ عِنَبٍ فَتُفَجِّرَ

الْاَنْهٰرَ خِلٰلَهَا تَفْجِيْرًا ﴿٩١﴾ اَوْ تُسْقِطَ السَّمَآءَ كَمَا زَعَمْتَ
عَلَيْنَا كِسَفًا اَوْ تَاْتِيَ بِاللّٰهِ وَالْمَلٰٓئِكَةِ قَبِيْلًا ﴿٩٢﴾ اَوْ يَكُوْنَ لَكَ
بَيْتٌ مِّنْ زُخْرُفٍ ؕ *(સૂરએ બની ઈસ્રાઈલ અરબી, આયત નં. ૯૦ થી ૯૨)*

અનુવાદ : "અને એ લોકો એમ કહે છે કે અમે તમારા ઉપર ત્યાં સુધી કદી ઈમાન નહીં લાવીએ, જ્યાં સુધી તમે અમારા માટે (આ મક્કાની) જમીનમાંથી એક નહેર વહેતી ન કરી દો અથવા ખાસ તમારા માટે ખજૂરી તથા દ્રાક્ષનો એક બગીચો પેદા થઇ જાય અને તમે તેની વચ્ચે ઠેર ઠેર અનેક નહેરો વહેતી કરી દો અથવા જેવું કે તમે કહો છો અમારા ઉપર આકાશના ટુકડે ટુકડા કરી પાડી નાખો અથવા અલ્લાહ તઆલાને તથા ફરિશ્તાઓને (અમારી) રૂબરૂ લઇ આવો અથવા તમારા માટે એક સોનેરી (સોનાનું) ઘર થઇ જાય.

સૂરએ ફુરકાનમાં ફરમાવવામાં આવ્યું છે :

وَ قَالُوْا مَالِ هٰذَا الرَّسُوْلِ يَاْكُلُ الطَّعَامَ وَ يَمْشِيْ فِي
الْاَسْوَاقِ ؕ لَوْلَآ اُنْزِلَ اِلَيْهِ مَلَكٌ فَيَكُوْنَ مَعَهٗ نَذِيْرًا ﴿٧﴾
اَوْ يُلْقٰٓى اِلَيْهِ كَنْزٌ اَوْ تَكُوْنُ لَهٗ جَنَّةٌ يَّاْكُلُ مِنْهَا ؕ وَقَالَ
الظّٰلِمُوْنَ اِنْ تَتَّبِعُوْنَ اِلَّا رَجُلًا مَّسْحُوْرًا ﴿٨﴾ اُنْظُرْ كَيْفَ
ضَرَبُوْا لَكَ الْاَمْثَالَ فَضَلُّوْا فَلَا يَسْتَطِيْعُوْنَ سَبِيْلًا ﴿٩﴾
تَبٰرَكَ الَّذِيْٓ اِنْ شَآءَ جَعَلَ لَكَ خَيْرًا مِّنْ ذٰلِكَ جَنّٰتٍ
تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۙ وَ يَجْعَلْ لَّكَ قُصُوْرًا ﴿١٠﴾

*(સૂરએ ફુરકાન અરબી, આયત નં. ૭ થી ૧૦)*

અનુવાદ : "અને તેઓ કહે છે કે આ કેવો રસૂલ છે, જે ખોરાક ખાય છે અને બજારોમાં પણ આવ–જા કરે છે ? તેની પાસે કોઈ ફરિશ્તો કેમ ઉતારવામાં ન આવ્યો, જે તેની સાથે રહી (ન માનનારા લોકોને) ડરાવત અથવા તેની પાસે (ગૈબથી) કોઇ ખઝાનો આવી પડત અથવા તેને માટે એક બગીચો થઇ જાત કે જેમાંથી તે ખાયા કરત અને એ ઝુલ્મીઓ (ઈમાનવાળાઓને) કહેવા લાગ્યા કે તમે માત્ર એક જાદૂમાં સપડાયેલા માનવીની તાબેદારી કરો છો. (હે રસૂલ !) જુઓ તો ખરા, એ લોકો તમારા માટે કેવી કેવી વિચિત્ર વાતો વર્ણવે છે. તેઓ એવા ભટકી ગયા છે કે હવે તેઓ (સીધો) માર્ગ મેળવી શકતા નથી. તે અલ્લાહની ઘણી બરકત છે કે જો તે ચાહે તો તમારા માટે એ (લોકો કહે છે તે) કરતાંય શ્રેષ્ઠ બગીચા બનાવી દે, જેમની નીચે નહેરો વહેતી હોય અને તમારા માટે ઘણાં મહેલો પણ બનાવી દે, (પરંતુ એવો હુકમ ન થયો). આગળ જતાં એ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું છે કે,

وَمَآ اَرْسَلْنَا قَبْلَكَ مِنَ الْمُرْسَلِيْنَ اِلَّآ اِنَّهُمْ لَيَاْكُلُوْنَ الطَّعَامَ وَيَمْشُوْنَ فِي الْاَسْوَاقِ ؕ وَجَعَلْنَا بَعْضَكُمْ لِبَعْضٍ فِتْنَةً ؕ اَتَصْبِرُوْنَ ۚ وَكَانَ رَبُّكَ بَصِيْرًا ۝۲۰

*(સૂરએ ફુરકાન અરબી, આયત નં. ૨૦)*

અનુવાદ : "અને અમે તમારા પહેલાં જેટલા રસૂલ મોકલ્યા હતા તે સૌ ખોરાક ખાતા હતા અને બજારોમાં પણ જતા–આવતા હતા અને અમે તમારામાંથી એકને બીજા માટે કસોટી બનાવ્યા છે. તો શું તમે સબર કરો છો ? તમારો પાલનહાર બધું જ જુએ છે."

## (૧૯) અબ્દુલ્લાહ બિન અબી ઉમય્યહ બિન મુગીરહની ઢંગધડા વિનાની (બેહૂદી) વાતો :

ઉપર કાફિરોના જે પ્રતિનિધિમંડળનું વર્ણન આવ્યું છે તે પ્રતિનિધિમંડળમાં અબ્દુલ્લાહ બિન અબી ઉમય્યહ બિન મુગીરહ નામનો કાફિર પણ હતો. તેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને છેવટે કહયું કે લોકોએ તમારી સામે જે રજૂઆત કરી તે તમે રદ કરી નાખી. હવે થોડીક માંગણીઓ મૂકો કે જેથી અલ્લાહના દરબારમાં તમારું સ્થાન શું છે તેની ખબર પડે અને પછી લોકો તમારી પેરવી–અનુકરણ કરવા લાગે. (તમારી વાત માને–તમને અનુસરે), પરંતુ તમે તે માંગણીઓ પણ પૂરી ન કરી, એ વાત પણ કહેવામાં આવી કે તમે તમારા માટે બગીચા અને ખઝાના વગેરે અલ્લાહ પાસે માંગો કે જેના વડે તમારો અલ્લાહ તઆલા પાસેનો દરજ્જો જાણી શકાય. તમે એ માટે પણ માન્યા નહીં. તમને એ પણ કહેવામાં આવ્યું કે જે અઝાબથી તમે ડરાવો છો તે જેમ બને તેમ જલ્દીથી લાવીને બતાવી દો, પરંતુ તમારાથી એ પણ ન થઇ શક્યું. તો હવે અલ્લાહ તઆલાના સમ ! હું તમારા ઉપર ઈમાન લાવી શકતો નથી. હા, જો તમે આકાશમાં નિસરણી મૂકીને મારી સામે તેના ઉપર ચઢી જાઓ અને ત્યાંથી ચાર ફરિશ્તાઓને સાથે લઇને આવો જે તમારા માટે સાક્ષી આપે તો કંઇ શકયતા છે કે હું તમારા ઉપર ઈમાન લાવું, પરંતુ ખુદાના સમ ! જો તમે આવું કરી બતાવો તો પણ મને તો એમ નથી લાગતું કે હું તમારા ઉપર ઈમાન લાવીશ. આ પ્રસંગનો ઈશારો કુર્આનમાં સાર્વત્રિક રીતે કરવામાં આવ્યો છે :

أَوْ تَرْقَىٰ فِي السَّمَاءِ ۖ وَلَن نُّؤْمِنَ لِرُقِيِّكَ حَتَّىٰ تُنَزِّلَ عَلَيْنَا كِتَابًا نَّقْرَؤُهُ ۗ قُلْ سُبْحَانَ رَبِّي هَلْ كُنتُ إِلَّا بَشَرًا رَّسُولًا ﴿٩٣﴾

*(સૂરએ બની ઈસ્રાઈલ અરબી, આયત નં. ૯૨ માંથી)*

અનુવાદ : "(અમે તમારા ઉપર ઈમાન નહીં લાવીએ ત્યાં સુધી કે) તમે (અમારી સામે) આકાશ પર ચઢી જાવ અને અમે તો તમારા ચઢવાને પણ નહીં માનીએ જ્યાં સુધી કે (ત્યાંથી) અમારી પાસે એક ચિઠ્ઠી (લખાણ) ન લઈ આવો, જેને અમે વાંચી લઈએ. (હે નબી !) તમે કહી દો, સુબ્હાનલ્લાહ (મારો અલ્લાહ પવિત્ર છે). હું કોણ છું ? માત્ર એક માણસ છું, જેને (રસૂલ બનાવી) મોકલવામાં આવ્યો છે." એ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે મેં ખુદાઈનો કે સંપૂર્ણ કુદરતનો દાવો નથી કર્યો, પરંતુ હું તો અલ્લાહ તઆલાનો મોકલેલો એક માનવી છું. મારી પાસેથી એવી માંગણીઓ કરવી જે માત્ર અલ્લાહ તઆલાથી જ પૂરી થઈ શકે તે તમારા માટે કઈ રીતે ઉચિત હોઈ શકે ? !

## (૧૭) મહેણું મારનારા અને ઐબ જોનારા ગુમરાહ :

લગભગ મોટાભાગના કાફિરોની એવી આદત હતી કે તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મોઢા ઉપર જ મહેણું મારતા હતા અને પીઠ પાછળ પણ આપની બુરાઈ કરતા હતા અને ઐબ–ખામીઓ શોધતા હતા. ખાસ કરીને ઉમય્યા બિન ખલ્ફ નામનો કાફિર આમ કરવામાં સૌથી આગળ હતો. કુર્આને કરીમમાં એક આખી સૂરત "હુ–મઝહ્" ઉતારવામાં આવી, જેમાં કાફિરોની ત્રણ વાતો ઉપર સખત નિંદા કરવામાં આવી છે અને તેમના ઉપર થનારા ભયંકર અઝાબનું વર્ણન કરવામાં આવ્યું છે. હકીકતમાં આ તે વખતના અજ્ઞાની સમાજમાં ફેલાયેલી સ્વભાવગત બુરાઈઓ હતી. ફરમાવવામાં આવ્યું છે :

وَيْلٌ لِّكُلِّ هُمَزَةٍ لُّمَزَةِۨ ① الَّذِىْ جَمَعَ مَالًا وَّعَدَّدَهٗ ②

يَحْسَبُ اَنَّ مَالَهٗۤ اَخْلَدَهٗ ③ كَلَّا لَيُنْۢبَذَنَّ فِى الْحُطَمَةِ ④

(સૂરએ હુમઝહ્ અરબી, આયત નં. ૧ થી ૪)

અનુવાદ : "મહેણાં મારનાર દરેક ટીકાખોરની મહાખરાબી છે, જે ધન એકઠું કરે છે અને તેને ગણી ગણીને રાખે છે. તે ધારે છે કે તેનો માલ તેની પાસે સદા રહેશે. હરગિઝ (રહેશે) નહીં. ખરેખર, તે માણસને ભાંગી–તોડી નાખનારી આગ (જહન્નમ)માં ફેંકવામાં આવશે.

## (૧૮)અલ્લાહને ખરું–ખોટું કહેવું :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કાકા અબૂ તાલિબ જો કે મુસલમાન થયા ન હતા, પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટેનો પ્રેમ તેમની રગેરગમાં એવી રીતે વિસ્તરેલો હતો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દુશ્મનોની સામે હંમેશા છાતી કાઢીને રહેતા હતા. એમના મૃત્યુ સમયની માંદગી વખતે કુરૈશના સરદારો અબૂ જહલ, અબૂ સુફયાન, અમ્ર બિન આસ વગેરે ઘમંડી લોકોનું બનેલું એક પ્રતિનિધિમંડળ તેમની પાસે આવ્યું અને કહયું, "હે અબૂ તાલિબ ! આપ અમારા વડીલ અને સરદાર છો. આપ એ વાત સારી રીતે જાણો છો કે આપના ભત્રીજાએ આપણને અને આપણા દેવતાઓને સખત તકલીફ પહોંચાડી છે. અમોએ અત્યાર સુધી આપના કારણે ધીરજ રાખી, પરંતુ હવે અમે ધીરજ નહીં રાખીએ. યા તો આપ એમને ના પાડી દો નહિતર અમે સમજી લઈશું." આ સાંભળીને અબૂ તાલિબે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બોલાવ્યા અને કહયું, "હે મારા ભત્રીજા ! તમારી કૌમનું એક પ્રતિનિધિમંડળ મારી પાસે આવ્યું હતું. તેમણે આવી આવી વાતો કરી છે. તમે જરા મારી જિંદગીનો પણ વિચાર કરો અને તમારી જિંદગીનો પણ વિચાર કરો. મારા ઉપર એટલો ભાર ન નાખો કે જેને હું ઉપાડી ન શકું." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના કાકાને આપના પોતાના વિશે ચિંતિત જોયા તો અપૂર્વ જોશ અને ઈરાદા સાથે ફરમાવ્યું, "હે મારા કાકા ! અલ્લાહના સમ ! તેઓ મારા જમણા હાથમાં સૂરજ અને ડાબા હાથમાં ચાંદ મૂકી દે

અને એવું ઇચ્છે કે હું આ કામ છોડી દઉં તો પણ હું આ કામને ત્યાં સુધી છોડીશ નહીં, જ્યાં સુધી કે અલ્લાહ યા તો આ કામને તેમના ઉપર પ્રભુત્ત્વ અપાવી દે અથવા તો હું આ માર્ગમાં ખતમ થઇ જાઉં." આ સાંભળીને અબૂ તાલિબની આંખમાં આંસુ આવી ગયા. તે બોલી ઊઠયા, "હે મારા ભાઇના પુત્ર (ભત્રીજા) ! હું તને ક્યારે પણ અને કોઇપણ રીતે મૂકી શકતો નથી. તું જે ઇચ્છે તે કર. પછી આ શે'ર બોલ્યા,

والله لن يصلوا إليك بجمعهم    حتّى أوسّد فى التراب دفينا
فاصدع بأمرك ما عليك غضاضة    وأبشر وقرّ بذالك منك عيونا

"ખુદાના સમ ! તેઓ (ત્યાં સુધી) તારી પાસે પોતાની જમાઅત સાથે નથી આવી શકતા (જ્યાં સુધી) મને માટીમાં દફનાવી દેવામાં ન આવે. તું તારી વાત જરા પણ ગભરાયા વિના ખુલ્લમ ખુલ્લી રીતે ડંકાની ચોટ પર કહે, તને કોઇ ઠપકો આપશે નહીં. તું પ્રસન્નાચિત્ત અને ખુશખુશાલ થઇ જા અને તારી આંખો એનાથી ઠંડી થશે."

મુફસ્સિર ઇબ્ને જરીરની રિવાયત મુજબ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે અબૂ તાલિબની ઉપર વર્ણવેલી વાતચીત એ જ પ્રતિનિધિમંડળ સામે થઇ હતી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અટલ ઘોષણા પછી પ્રતિનિધિમંડળના તમામ સભ્યો આપના ઉપર ગુસ્સે થઇ ગયા અને કહેવા લાગ્યા કે જો તમે અમારા પૂજ્યોને ખરાબ કહેવાનું બંધ નહીં કરો તો અમે પણ તમને અને તમારા ખુદાને ગાળો આપીશું *(તફસીરે તબરી, સૂરતુલ અન્આમ)*. ઇતિહાસકાર ઇબ્ને ઇસ્હાકે અબૂ જહલ બિન હિશામની આ વાત પણ લખી છે કે, "હે મુહમ્મદ ! અલ્લાહના સમ ! જો તમે અમારા પૂજ્યોને ખરાબ કહેવાનું બંધ નહીં કરો તો અમે તમારા એ ખુદાને ગાળો આપીશું, જેની તમે બંદગી કરો છો." આ ઘટના પછી કુર્આન શરીફની આ આયત ઉતરી :

وَلَا تَسُبُّوا الَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ فَيَسُبُّوا اللّٰهَ عَدْوًۢا بِغَيْرِ عِلْمٍ ؕ

*(સૂરએ અન્આમ અરબી, આયત નં. ૧૦૮ માંથી)*

અનુવાદ : "અને એ લોકો અલ્લાહના સિવાય જેમને પોકારે છે તમે તમને બુરું ન કહો, (નહિ તો) ફરી તેઓ સમજ્યા વિના હદથી વધી (દ્વેષથી) અલ્લાહને બૂરું કહેવા લાગશે." –આ આયતમાં સહાબા રિદ્વાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈનને સીધે સીધું સંબોધન છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સદા સત્ય ઉચ્ચારતી ઝુબાન મુબારકથી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શરૂઆતની ઉંમરથી છેવટની ઉંમર સુધી કોઈના માટે ક્યારેય કોઇ કડવા વેણ (શબ્દો) નીકળ્યા નથી. હા, શક્ય છે કે કેટલાક સહાબીઓની જીભે દેવતાઓ વિશે ક્યારેક કોઈક સખત શબ્દો નીકળ્યા હોય અને એને જ કાફિરોએ ગાલી–ગલોચ અને બૂરું કહેવાનું માની લીધું હોય ! આયતમાં આ પ્રસંગ તરફ પણ ઇશારો કરવામાં આવ્યો છે અને મુસલમાનોને જૂઠા પૂજ્યોને ભલું–બૂરું કહેવાથી રોકવામાં આવ્યા છે. કુર્આનમાં બૂતોનું સખત શબ્દોમાં વર્ણન કરવાનો મસ્અલો તો હકીકતમાં દિલને ઠેસ પહોંચાડવાના આશયથી નથી, પરંતુ હકીકતને સ્પષ્ટ કરવા માટે છે. આ આયતથી આ સૈદ્ધાંતિક વાત પણ સામે આવી કે જે ઈબાદત વાજિબના દરજ્જામાં ન હોય અને તે કોઇ ગુનાહનું કારણ બનતી હોય તો તેને ત્યજી દેવી જોઈએ. બૂતોને બૂરું કહેવાથી કાફિરો અલ્લાહ તઆલાને ગાળ આપશે તો બૂતોને બૂરું કહેવું જ યોગ્ય છે, પરંતુ તે અલ્લાહ તઆલાને ગાળ આપવાનું કારણ બને છે તેથી તેને છોડી દેવામાં આવશે. ઉલમાએ કિરામનું એવું સ્પષ્ટ મંતવ્ય છે કે ગુનાહનું કારણ બનવું એ પણ ગુનો જ છે, જેથી તેનાથી બચવું જરૂરી છે. હા, જે કામ ઈસ્લામના ધ્યેયોમાંથી અને ઈસ્લામી અરકાનોમાંથી હોય તો તેને તો ત્યજી ન શકાય.

## (૧૯) કુર્આન કોઈ મોટી વ્યકિત (કૌમના આગેવાન) ઉપર કેમ ન ઉતર્યું ? :

મક્કાના મૂર્તિપૂજકો (મુશરિકો) હકીકતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રિસાલત કબૂલ કરવા માટે તૈયાર ન હતા. આનું વર્ણન કુર્આનમાં અનેકવાર આવ્યું છે. પછી જ્યારે કુર્આનની જુદી જુદી (વેરવિખેર) આયતો વડે બધા જ નબીઓનું માનવી હોવાનું સાબિત કરી દેવામાં આવ્યું તો હવે કાફિરોએ પોતાનો અંદાજ બદલી એમ કહેવાનું શરૂ કરી દીધું કે જો અમારામાંથી કોઈ એક માનવીને નુબુવ્વત મળવાની હતી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેવા હૈસિયત વિહોણા અને આર્થિક રીતે તદન પછાત વ્યકિતને નુબુવ્વત કેમ મળી ? આ નુબુવ્વત મક્કા અથવા તો તાઈફના કોઈ માલદાર, હૈસિયતવાળા, આગળ પડતા અને પ્રતિષ્ઠિત વ્યકિતને કેમ આપવામાં ન આવી ? એમણે એમ પણ કહયું કે શું મક્કામાં વલીદ બિન મુગીરહ, ઉત્બા બિન રબીઅહ અને તાઈફમાં ઉર્‌વહ બિન મસઊદ, કિનાનહ બિન અબ્દે અમ્ર ઈબ્ને અબ્દે યાલિલ, હબીબ બિન અમ્ર જેવા મશહૂર સરદારો મૌજૂદ ન હોતા, જેમને નુબુવ્વત આપવામાં આવતી ?

કાફિરોની આ છેલ્લી કક્ષાની મૂર્ખતાભરેલી અને હલકામાં હલકી તદન અયોગ્ય વાત હતી. ફિરઔને પણ હઝરત મૂસા (અલૈ.) વિશે કહયું હતું કે હું જમીનનો બાદશાહ છું. જો આસમાનનો બાદશાહ મારી પાસે કોઈ સંદેશવાહક મોકલત તો તેને કંગન પહેરાવીને ફરિશ્તાઓની સાથે મોકલત, આ મૂસા (અલૈ.) નામનો ફકીર ક્યાંથી આવી ગયો ? તેની પાસે ન તો માલ છે, ન તો હોદ્દો છે. એ નબી અને ખુદાનો પયગમ્બર ક્યાંથી હોઈ શકે ? આ જ વાત કાફિરોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં કહી. ઈબ્ને ઈસ્હાકના કહ્યા પ્રમાણે વલીદ બિન મુગીરહએ પોતે જ કહ્યું, "શું કુર્આન મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર ઉતરી શકે છે અને મારા જેવા કુરૈશના સરદારને આમ જ છોડી શકાય છે ? અને સકીફના

સરદાર અબૂ મસઊદ અમ્ર બિન ઉમૈર સકફીને શું ભૂલી શકાય છે, જ્યારે કે અમે બન્ને મક્કા અને તાઈફના સરદાર અને આગેવાન છીએ ?

કુર્આન આનું વર્ણન કરતાં ફરમાવે છે કે,

وَ قَالُوْا لَوْلَا نُزِّلَ هٰذَا الْقُرْاٰنُ عَلٰى رَجُلٍ مِّنَ الْقَرْيَتَيْنِ عَظِيْمٍ ﴿۳۱﴾ اَهُمْ يَقْسِمُوْنَ رَحْمَتَ رَبِّكَ ؕ نَحْنُ قَسَمْنَا بَيْنَهُمْ مَّعِيْشَتَهُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَ رَفَعْنَا بَعْضَهُمْ فَوْقَ بَعْضٍ دَرَجٰتٍ لِّيَتَّخِذَ بَعْضُهُمْ بَعْضًا سُخْرِيًّا ؕ وَ رَحْمَتُ رَبِّكَ خَيْرٌ مِّمَّا يَجْمَعُوْنَ ﴿۳۲﴾ وَلَوْلَا اَنْ يَّكُوْنَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً لَّجَعَلْنَا لِمَنْ يَّكْفُرُ بِالرَّحْمٰنِ لِبُيُوْتِهِمْ سُقُفًا مِّنْ فِضَّةٍ وَّ مَعَارِجَ عَلَيْهَا يَظْهَرُوْنَ ﴿۳۳﴾

*(સૂરએ ઝુખ્રુફ અરબી, આયત નં. ૩૧–૩૨)*

અનુવાદ : "અને તેઓ કહે છે કે આ કુર્આન આ બે શહેરોમાંથી (મક્કા–તાઈફ) કોઈ મોટા માણસ પર કેમ ન ઉતર્યું ? શું તેઓ તમારા પરવરદિગારની (ખાસ) રહમતને વહેંચે છે ? (એવું તો નથી જ, બલકે) અમે જ તેઓની વચ્ચે આ જગતજીવનમાં તેઓની રોઝી વહેંચી આપી છે અને એકને બીજા ઉપર દરજ્જાઓની શ્રેષ્ઠતા આપી કે જેથી તેઓ એક–બીજાથી કામ લેતા રહે, પરંતુ તમારા પરવરદિગારની ખાસ (ખાસ અર્થાત્ નુબુવ્વત) રહમત એ વસ્તુઓ (દુન્યવી ધન–દૌલત અને હોદ્દા)થી વધારે સારી છે, જેનો તેઓ સંગ્રહ કરે છે.

## (૨૦) ઉબય બિન ખલ્ફ અને ઉક્બા બિન અબી મુઈત :

ઉક્બા બિન અબી મુઈત મક્કાના મુશરિકોનો એક મોભાદાર

સરદાર હતો. એની આદત મુજબ મુસાફરીથી પાછો આવ્યા પછી તે મક્કાના આદરણીય સજ્જનોને ભોજનનું આમંત્રણ આપતો હતો. એક વખતે તેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ બોલાવ્યા. ભોજન દસ્તરખ્વાન ઉપર ગોઠવી દેવામાં આવ્યું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હું ત્યાં સુધી તમારું ભોજન નથી ખાઇ શકતો, જ્યાં સુધી તમે અલ્લાહના એક હોવાની સાક્ષી ન આપો. ઉકબાએ 'કલિમ–એ શહાદત' પઢી લીધો. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ભોજન આરોગ્યું. મુશરિકોનો બીજો સરદાર ઉબય બિન ખલ્ફ ઉકબાનો ગાઢ મિત્ર હતો. જ્યારે તેને એ સમાચાર મળ્યા કે, ઉક્બએ "કલિમ–એ–શહાદત" પઢી લીધો છે તો તેને પોતાના મિત્ર (ઉક્બા) પર બેહદ (ભારે) ગુસ્સો આવ્યો. ઉક્બાએ કહયું, "મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દિલજોઇ–દિલની શાંતિ માટે આ કલિમહ પઢયો હતો. હું મુસલમાન નથી થયો. જો હું આવું ન કરત તો તે (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જમ્યા વિના મારા ઘરેથી ચાલ્યા જતા. આથી મારી ઘણી બેઇઝ્ઝતી થતી. ઉબયએ કહયું, "મને તારી કોઇ વાત મંજૂર નથી. હું ત્યાં સુધી તારી સાથે સંબંધ તોડેલો રાખીશ જ્યાં સુધી તું મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ચહેરા ઉપર થૂંકે નહીં. લા'નત પામેલ ઉક્બાએ આ દુષ્કૃત્ય કર્યું. તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ચહેરા મુબારક ઉપર થૂંક્યો. આપે એક પયગમ્બરને છાજે એવી ધીરજથી કામ લીધું. છેવટે આ બંને સરદારો 'ગઝવએ બદ્રમાં' માર્યા ગયા. આખિરતમાં તેમના શા હાલ થશે તેનું વર્ણન કુર્આને કરીમમાં કરવામાં આવ્યું છે :

وَيَوْمَ يَعَضُّ الظَّالِمُ عَلَىٰ يَدَيْهِ يَقُولُ يَا لَيْتَنِي اتَّخَذْتُ مَعَ الرَّسُولِ سَبِيلًا ﴿٢٧﴾ يَا وَيْلَتَىٰ لَيْتَنِي لَمْ أَتَّخِذْ فُلَانًا خَلِيلًا ﴿٢٨﴾ لَقَدْ أَضَلَّنِي عَنِ الذِّكْرِ بَعْدَ إِذْ جَاءَنِي ۗ وَكَانَ

الشَّيْطٰنُ لِلْاِنْسَانِ خَذُوْلًا ﴿٢٩﴾ (સૂરએ ફુરકાન આ. નં. ૨૭ થી ૨૯)

અનુવાદ : "અને એ દિવસ ઘણો કઠિન હશે જે દિવસે પાપી (કાફિરો) પોતાના હાથ કરડી કહેશે કે હું રસૂલની સાથે (દીનના) પંથે પડયો હોત તો કેવું સારું થાત ! હાય મારી કમબખ્તી ! (જો) મેં ફલાણાને દોસ્ત ન બનાવ્યો હોત તો કેવું સારું થાત. બેશક, તેણે જ નસીહત આપ્યા પછી મને બહેકાવ્યો અને શયતાન તો ખરા વખતે જ માનવીને દગો દેનાર છે."

આસ બિન વાઈલ અથવા તો ઉબય બિન ખલ્ફ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે એક સડેલું હાડકું લઈને આવ્યો. તેને પોતાના હાથો વડે ચૂરેચૂરો કરી નાખ્યું અને પછી કહયું, "હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! શું તમારો એવો દાવો છે કે અલ્લાહ આ હાડકાને ફરી સજીવન કરશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હા, અલ્લાહ તમને મૌત આપશે. વળી, પાછા સજીવન કરશે. પછી નર્કમાં ફેંકી દેશે." આ કિસ્સાનું વર્ણન સૂરએ યાસીનમાં આવ્યું છે :

وَضَرَبَ لَنَا مَثَلًا وَّنَسِيَ خَلْقَهٗ ؕ قَالَ مَنْ يُّحْيِ الْعِظَامَ وَهِيَ رَمِيْمٌ ﴿٧٨﴾ قُلْ يُحْيِيْهَا الَّذِيْٓ اَنْشَاَهَآ اَوَّلَ مَرَّةٍ ؕ وَهُوَ بِكُلِّ خَلْقٍ عَلِيْمٌ ﴿٧٩﴾

(સૂરએ યાસીન અરબી, આયત નં. ૭૮-૭૯)

અનુવાદ : "અને તેણે અમારા માટે એક કઢંગો દાખલો આપ્યો અને પોતાની ઉત્પત્તિને ભૂલી ગયો. તે કહે છે કે હાડકાને (ખાસ કરીને) જ્યારે તે સડી ગયાં હોય કોણ સજીવન કરશે ? (હે નબી !) કહી દો કે તે સૌને તે જ (અલ્લાહ) સજીવન કરશે કે જેણે તે સૌને પ્રથમવાર સર્જ્યા હતા અને તે દરેક રીતે સર્જન કરવાનું જાણે છે."

અહીં એ વાત ધ્યાનમાં રહેવી જોઈએ કે આ આયેત જો કે એક

ખાસ પ્રસંગના અનુસંધાને ઉતરી છે, પરંતુ તેનો હુકમ સાર્વત્રિક છે અને એવા દરેક કાફિરને લાગુ પડે છે, જે કાંઈ પણ બીજાના બહેકાવામાં આવી આવું દુષ્કૃત્ય કરે અને મૃત્યુ પછીના ઉઠવાનો ઈન્કાર કરે, અવગણના કરે.

## (૨૧) અલ્લાહનો દુશ્મન અબૂ જહલ :

ઈસ્લામ દુશ્મનીમાં અબૂ જહલની ભૂમિકા કેન્દ્ર સ્થાને હતી. તે કાફિરોનો સૌથી મોટો સરદાર હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મક્કાના હરમ શરીફમાં નમાઝ પઢવાનું શરૂ કર્યું તો અબૂ જહલ સૌથી મોટા વિઘ્નરૂપ બનીને સામે આવ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ધમકાવ્યા અને મનાઈ ફરમાવી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બીજી વાર નમાઝ પઢતા જોયા તો કહયું, "શું મેં તમને ના નથી પાડી ?" વળી, બીજી પણ ધમકીઓ આપવા લાગ્યો. એના જવાબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને સખત શબ્દોમાં ઠપકો આપ્યો. અબૂ જહલે કહયું, "તમે મને શા માટે ઠપકો આપો છો ? મક્કાની વાદીઓમાં સૌથી વધારે મદદગાર મારા જ લોકો છે."

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે અબૂ જહલે એવી પણ ધમકી આપી હતી કે હવે પછી જો અહીં નમાઝ પઢતા જોઈશ તો તમારી ગરદનને પગથી ચગડી નાખીશ અને મોઢું જમીન પર ઘસડી નાખીશ. જ્યારે ફરી પાછા આપને નમાઝ પઢતા જોયા તો આપની ગરદન કચડવા માટે આગળ વધ્યો, પરંતુ અચાનક જ પાછો પડવા લાગ્યો અને કોઈ અદશ્ય વસ્તુથી પોતાને બચાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. લોકોએ પૂછયું, "શું વાત છે ?" તો તેણે જવાબ આપ્યો કે "મારા અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વચ્ચે આગની ખંદક અને ભયાનક વસ્તુઓ છે અને કેટલીક પાંખો છે." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પછીથી ફરમાવ્યું, "જો તે મારી પાસે આવત તો ફરિશ્તા તેના ટુકડે ટુકડા કરી નાખત."

ઈબ્ને ઈસ્હાકની એક રિવાયત મુજબ અબૂ જહલે એવો કરાર કર્યો હતો કે હું મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એવા વજનદાર પથ્થર ફેંકીને મારીશ કે એમનું માથું ચૂરેચૂરા થઈ જશે. અબૂ જહલની આ બધી શત્રુતા અને દુશ્મનાવટભરી પ્રવૃત્તિઓનું વર્ણન કુર્આન શરીફમાં અત્યંત સરળ અને સ્પષ્ટ શબ્દોમાં ફરમાવવામાં આવ્યું છે :

أَرَءَيْتَ الَّذِي يَنْهَىٰ ۝٩ عَبْدًا إِذَا صَلَّىٰ ۝١٠ أَرَءَيْتَ إِن كَانَ
عَلَى الْهُدَىٰ ۝١١ أَوْ أَمَرَ بِالتَّقْوَىٰ ۝١٢ أَرَءَيْتَ إِن كَذَّبَ وَتَوَلَّىٰ ۝١٣
أَلَمْ يَعْلَم بِأَنَّ اللَّهَ يَرَىٰ ۝١٤ كَلَّا لَئِن لَّمْ يَنتَهِ لَنَسْفَعًا
بِالنَّاصِيَةِ ۝١٥ نَاصِيَةٍ كَاذِبَةٍ خَاطِئَةٍ ۝١٦ فَلْيَدْعُ نَادِيَهُ ۝١٧
سَنَدْعُ الزَّبَانِيَةَ ۝١٨ كَلَّا لَا تُطِعْهُ وَاسْجُدْ وَاقْتَرِب ۝١٩

*(સૂરએ અલક અરબી, આયત ૯ થી ૧૯)*

અનુવાદ : "વારુ, તેં તે માણસને જોયો જે (નમાઝથી) રોકે છે. (અમારા) નેક બંદાને જ્યારે કે તે નમાઝ પઢે છે. વારુ, જો તો ખરો અગર તે (રોકનાર) હિદાયત પર હોત અથવા તે (બીજાઓને પણ) પરહેઝગારીની શિખામણ આપત (તો કેવું સારું થાત !) વારુ, જો તો ખરો અગર તેણે (ઇસ્લામને) જૂઠાડયું અને (તેનાથી) મોઢું ફેરવ્યું. શું તે આ જાણતો નથી કે અલ્લાહ જોઇ રહયો છે ? કંઇ નહીં, અગર તે અટકયો નહીં તો જરૂર અમે (તેને) ચોટલી પકડી (દોઝખ તરફ) ઢસડીશું કે ચોટલી જૂઠી (ને) પાપી છે. હવે તેને જોઇએ કે પોતાની મંડળીને બોલાવી લે. અમે પણ (શિક્ષા માટે) દોઝખના ફરિશ્તાઓને બોલાવીશું. કંઇ નહીં, તમે તેનું કહેવું માનશો નહીં અને સિજદો કરો તથા (અલ્લાહનું) સામિપ્ય પ્રાપ્ત કરો."

## (૨૨) અબૂ લહબ :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દા'વતની ખુલ્લમખુલ્લી જાહેરાત કરવાની રજા મળી ત્યારે જ્યારે સફા પર્વત ઉપર ચઢીને આપે પોતાની કૌમને ઈસ્લામની દા'વત આપી અને ખુદાના અઝાબથી ડરાવ્યા અને ફરમાવ્યું કે, "**ઈન્ની નઝીરુલ્લકુમ બયન યદય્ અઝાબિન્ શદીદ.**" હું તમને એક સખત અઝાબ આવે તે પહેલાં ચેતવવાનો છું. આ સાંભળી અબૂ લહબે (જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કાકા પણ હતા) કહયું, "**તબ્બલ્લ-ક અલિ હાઝા જમ્અતના**" તારો સત્યાનાશ જાય. શું આ માટે જ તેં અમને એકઠા કર્યા હતા ?" એક રિવાયત આ પણ છે કે એણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મારવા માટે પથ્થર પણ ઉઠાવ્યો. કુર્આન શરીફમાં આના ઉપર ચર્ચા કરવામાં આવી છે :

تَبَّتْ يَدَآ اَبِىْ لَهَبٍ وَّتَبَّ ۝١ مَآ اَغْنٰى عَنْهُ مَالُهٗ وَمَا كَسَبَ ۝٢ سَيَصْلٰى نَارًا ذَاتَ لَهَبٍ ۝٣

*(સૂરએ લહબ અરબી, આયત નં. ૧ થી ૩)*

અનુવાદ : "અબૂ લહબના હાથ ભાંગી જાય અને તેનો નાશ થાય. ન તો તેનો માલ તેને કામ લાગ્યો, ન તેની કમાણી (કામ લાગી). હવે તે (મર્યા પછી) એક ભડકાવવાવાળી આગમાં પડશે."

## (૨૩) લાકડાં ઉઠાવનારી (નાખવાવાળી) બદનસીબ:

અબૂ લહબની પત્ની ઉમ્મે જમીલ ઝઘડાખોર અને બદ-ઝુબાન હતી. ફિત્નો ભડકાવતી હતી. તે જંગલમાંથી લાકડીઓ વીણીને રાત્રે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માર્ગમાં અને દરવાજા ઉપર નાખતી. કુર્આનમાં તેને 'હમ્મા લતલ્ હતબ' (લાકડાં ઉઠાવનારી)નું ઉપનામ

આપવામાં આવ્યું. એને જ્યારે આ વાતની ખબર પડી તો તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને શોધવા માટે નીકળી પડી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની સાથે હરમ શરીફમાં હતા. તેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મારવા માટે હાથમાં પથ્થર પણ લીધા હતા; પરંતુ અલ્લાહની મરજી એવી હતી કે તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઇ ન શકી. અલ્લાહે તેની નજરને પકડી લીધી. તે ફક્ત સિદ્દીકે અકબર (રદિ.)ને જ જોઇ રહી હતી. તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં અપમાનિત શે'ર પણ બોલી, પછી ચાલી ગઇ. તેનો શે'ર આ હતો : 'મઝમ્મમા અષયૂના, વ અમ્રુહુ અબયૂના, બદીનહુ ફલયૂના'' અમે તેની બુરાઇ કરી. (મુશરિકો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખરાબ ઈર્ષાખોર કહેતા, જે અર્થની દૃષ્ટિએ મુહમ્મદનો વિરુદ્ધાર્થી શબ્દ છે. અર્થાત્ એવી વ્યક્તિ જેની નિંદા કરવામાં આવે) અવગણના કરી અને તેનો હુકમ ન માન્યો અને તેના ધર્મને નફરતપૂર્વક છોડી દીધો. કુર્આનમાં ઉમ્મે જમીલનું વર્ણન સૂરએ લહબમાં જ છે.

وَّامْرَاَتُهٗ ؕ حَمَّالَةَ الْحَطَبِ ۝٤ فِيْ جِيْدِهَا حَبْلٌ مِّنْ مَّسَدٍ ۝٥

*(સૂરએ લહબ અરબી, આયત નં. ૪–૫)*

અનુવાદ : "અને તેની પત્ની પણ જે (ભડકતી આગમાં દાખલ થશે) લાકડાં (કાંટાવાળા) ઉઠાવી લાવે છે અને (દોઝખમાં–નર્કમાં) તેણીની ગરદનમાં ખૂબ વણેલી દોરડી હશે.

## (૨૪) ગુનેહગાર અને કાફિરનો ખોરાક :

જ્યારે કુર્આને કરીમમાં અલ્લાહ જલ્લ શાનુહૂએ કાફિર ગુનેહગારોને સજા તરીકે જહન્નમમાં થોર (થુવર કાંટાળો) ખવડાવવાનું ફરમાવ્યું તો

અબૂ જહલે કહયું, "હે કુરૈશના લોકો ! તમારો મિત્ર મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કહે છે કે આગમાં ઝાડ છે, જ્યારે આગ તો ઝાડને ખાઈ જાય છે. ખુદાના સમ ! અમને એ ખબર છે કે થોર ખજૂર અને માખણનું નામ છે. આવો, ખજૂર અને માખણ ખાઓ." હકીકત એ છે કે થોર એક ખૂબ જ કડવી અને અણગમો ઉપજાવે તેવી વાસવાળું ઝાડ હોય છે, જે આપણા વિસ્તારમાં થુવર જેવો હોય છે. એનો રસ જો શરીરને લાગી જાય તો સોજો આવી જાય છે. જહન્નમીઓને ખોરાકમાં આ (ઝાડ) આપવામાં આવશે; પરંતુ બરબરી ભાષામાં 'ઝક્કુમ' (થોર) ખજૂર અને માખણ માટે બોલવામાં આવે છે. જો કે અબૂ જહલે વ્યંગમાં અને નકારમાં થોરનો આવો અર્થ બતાવ્યો.

કુર્આન શરીફમાં આ ઝાડની હકીકત બતાવી દેવામાં આવી અને ફરમાવવામાં આવ્યું :

اِنَّ شَجَرَتَ الزَّقُّوْمِ ﴿٤٣﴾ طَعَامُ الْاَثِيْمِ ﴿٤٤﴾ كَالْمُهْلِ ۚ يَغْلِيْ فِي الْبُطُوْنِ ﴿٤٥﴾ كَغَلْيِ الْحَمِيْمِ ﴿٤٦﴾ خُذُوْهُ فَاعْتِلُوْهُ اِلٰى سَوَآءِ الْجَحِيْمِ ﴿٤٧﴾ ثُمَّ صُبُّوْا فَوْقَ رَاْسِهٖ مِنْ عَذَابِ الْحَمِيْمِ ﴿٤٨﴾ ذُقْ ۚ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْكَرِيْمُ ﴿٤٩﴾ اِنَّ هٰذَا مَا كُنْتُمْ بِهٖ تَمْتَرُوْنَ ﴿٥٠﴾

*(સૂરએ દુખાન અરબી, આયત નં. ૪૩ થી ૫૦)*

અનુવાદ : "ખરેખર ઝક્કુમનું ઝાડ મહાપાપીઓ (કાફિરો)નો ખોરાક હશે. તે (દેખાવમાં) તેલની તલછટ જેવું હશે કે જે પેટમાં એવું ખદખદશે, જાણે ઉકળતું પાણી ઉછળે છે. (ગર્વિષ્ઠ કાફિરો માટે હુકમ થશે કે) એને પકડો, પછી ઘસડીને દોઝખની વચ્ચોવચ લઈ જાઓ. પછી તેના માથા પર ઉકળતા પાણીનો અઝાબ નાખો (અને મશ્કરી તરીકે

આ ગુનેહગારને કહેવામાં આવશે કે) એને ચાખ, તું તો મોટો માનવંત (અને) સરદાર છે. હે દોઝખીઓ ! આ તે જ (શિક્ષા) છે, જેના વિશે તમે શંકામાં પડેલા હતા.

સૂરએ સાફ્ફાતમાં ફરમાવવામાં આવ્યું છે :

إِنَّا جَعَلْنَٰهَا فِتْنَةً لِّلظَّٰلِمِينَ ﴿٦٣﴾ إِنَّهَا شَجَرَةٌ تَخْرُجُ فِىٓ أَصْلِ الْجَحِيمِ ﴿٦٤﴾ طَلْعُهَا كَأَنَّهُۥ رُءُوسُ الشَّيَٰطِينِ ﴿٦٥﴾

*(સૂરએ સાફ્ફાત અરબી, આયત નં. ૬૩–૬૪–૬૫)*

અનુવાદ : "અમે તે ઝાડને ઝુલ્મીઓ માટે આફતરૂપ બનાવ્યું છે. તે એક એવું ઝાડ છે, જે જહન્નમના તળિયેથી નીકળે છે. તેના ફળ એવા છે, જાણે શયતાનોના માથાં (સાપની ફેણ).

## (૨૫) મને માલ–દૌલત અને અદલ–બદલની કે બદલાની ઈચ્છા નથી :

કાફિરોએ જુદી જુદી રીતે અનેકવાર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને લાલચ આપી, પરસ્પર સમજીને ફૈસલો કરવાની તથા સુલેહ કરવાની ઈચ્છા વ્યક્ત કરી. દૌલત અને ધનની લાલચ આપી, સત્તા અને શાસનની લાલચ આપી, માન–ઈકરામનો માર્ગ બતાવ્યો, લોભ–લાલચ અને પ્રલોભનના દાવ ફેંક્યા, પરંતુ દરેક વખતે અલ્લાહના આ સાચા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક જ જવાબ આપ્યો. મને ધન–દૌલત, માન–ઈકરામ, સત્તા અને શાસનની જરા પણ ઈચ્છા નથી. હું બદલાની ભાવનાથી પર છું. મને અલ્લાહે તમારી પાસે રસૂલ બનાવીને મોકલ્યો છે. જો મારા શિક્ષણને તમે કબૂલ કરશો અને વિવેકથી માથું ઝુકાવશો તો તમે દુનિયા અને આખિરતની સફળતાઓ પ્રાપ્ત કરશો. કુર્આન શરીફમાં આ

વાતને પણ અનેક જગ્યાએ વર્ણવવામાં આવી છે :

قُلْ مَا سَاَلْتُكُمْ مِّنْ اَجْرٍ فَهُوَ لَكُمْ ؕ اِنْ اَجْرِىَ اِلَّا عَلَى اللّٰهِ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ شَهِيْدٌ ﴿٤٧﴾

*(સૂરએ સબા અરબી, આયત નં. ૪૭)*

અનુવાદ : "આપ ફરમાવી દો કે જો મેં તમારાથી કંઇ બદલો માગ્યો હોય તો તે તમે જ રાખી લો, મારો બદલો માત્ર અલ્લાહ ઉપર જ છે અને તે જ દરેક વસ્તુને જોનાર છે."

قُلْ لَّاۤ اَسْـَٔلُكُمْ عَلَيْهِ اَجْرًا ؕ اِنْ هُوَ اِلَّا ذِكْرٰى لِلْعٰلَمِيْنَ ﴿٩٠﴾

*(સૂરએ અન્આમ અરબી, આયત નં. ૯૦ માંથી)*

અનુવાદ : "આપ કહો કે હું એ (કુર્આનની તબ્લીગ)ના ઉપર તમારી પાસે કંઇ બદલો માગતો નથી. એ (કુર્આન) તો સમગ્ર જગત માટે એક બોધ છે–ઉપદેશ છે."

قُلْ مَاۤ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ اِلَّا مَنْ شَآءَ اَنْ يَّتَّخِذَ اِلٰى رَبِّهٖ سَبِيْلًا ﴿٥٧﴾

*(સૂરએ ફુરકાન અરબી, આયત નં. ૫૭)*

અનુવાદ : "(હે નબી !) આપ કહી દો કે હું તમારી પાસે એના ઉપર (ખુદાઇ હુકમો પહોંચાડવા ઉપર) કંઇ બદલો માંગતો નથી, પરંતુ (એટલું જ કે) જે કોઇ ચાહે તે પોતાના પાલનહારનો માર્ગ પકડી લે."

وَمَاۤ اَكْثَرُ النَّاسِ وَلَوْ حَرَصْتَ بِمُؤْمِنِيْنَ ﴿١٠٣﴾ وَمَا تَسْـَٔلُهُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ؕ اِنْ هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ﴿١٠٤﴾

*(સૂરએ યૂસુફ અરબી, આયત નં. ૧૦૩–૧૦૪)*

અનુવાદ : "અને ઘણા લોકો આપ ગમે તેટલું ઇચ્છશો તો પણ માનનાર નથી અને આપ એના ઉપર તેઓથી કંઇ બદલો પણ માંગતા નથી. આ (કુર્આન) તો સર્વ જગતજનો માટે માત્ર એક નસીહત છે."

اَمْ تَسْـَٔلُهُمْ خَرْجًا فَخَرَاجُ رَبِّكَ خَيْرٌ ۖ وَّ هُوَ خَيْرُ الرّٰزِقِيْنَ ۝

(સૂરએ મુઅ્મિનૂન, આ. ૭૨)

અનુવાદ : "અથવા શું (નકારનું કારણ એ છે કે) આપ તેઓથી કંઇ આવક ચાહો છો ? તો (તેમ પણ નથી) આપના પરવરદિગાર (તરફ)ની જ આવક શ્રેષ્ઠ છે અને તે જ સૌથી શ્રેષ્ઠ (બેહતર) રોઝી આપનારો છે."

قُلْ لَّاۤ اَسْـَٔلُكُمْ عَلَيْهِ اَجْرًا اِلَّا الْمَوَدَّةَ فِى الْقُرْبٰى ؕ

(સૂરએ શૂરા, આયત ૨૩ માંથી)

અનુવાદ : "(હે રસૂલ !) આપ ફરમાવી દો, હું એ (કુર્આન) પહોંચાડવાના ઉપર તમારી પાસે કોઇ બદલો નથી માંગતો, પરંતુ મુહબ્બત (માંગુ છું) સગપણની."

اَمْ تَسْـَٔلُهُمْ اَجْرًا فَهُمْ مِّنْ مَّغْرَمٍ مُّثْقَلُوْنَ ۝

(સૂરએ કલમ, આ. ૪૬)

અનુવાદ : "શું તેમના પાસેથી આપ કંઇ મહેનતાણું માંગો છો ? કે જેથી તેઓના ઉપર આ દંડનો બોજો પડી રહયો છે ?"

## (૨૯) ઊંચનીચનો ઘમંડ રાખનારાઓની ઝાટકણી :

કુરૈશના સરદારોને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર એ બાબતે પણ વાંધો હતો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આજુબાજુ રહેવાવાળા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મૈત્રી

રાખવાવાળા અને સાથે ઉઠવા–બેસવાવાળા લોકો કૌમના નિર્બળ અને પછાત જાતિના લોકો અને ગુલામો હતા; તેઓ મુસલમાનોને મહેણું પણ મારતા હતા. ત્યાં સુધી કે એમની તમામ ભૂતપૂર્વ માનવીય નિર્બળતાઓને પણ ચર્ચાનો વિષય બનાવતા હતા અને તેમના મોં ઉપર જ કહેતા હતા કે આ ધર્મ જો વધારે સારો હોત તો કૌમના શરીફ લોકો ભલા તેને કબૂલ ન કરતા. આ કેટલાક બિનઅનુભવી અને પછાત લોકો જ તેને કેમ કબૂલ કરતા ? એ માટે જૂઠા તર્કોનો સહારો લઈને તેઓ સામાન્ય માનવીઓને ભડકાવતા હતા. તેઓ બીજાઓને બુદ્ધિહીન અને પોતાને બુદ્ધિશાળી સમજીને એવું કહેતા હતા કે સત્યને પહેલાં અક્કલવાળો કબૂલ કરે છે. અમે તેને કબૂલ નથી કર્યો એ એના અસત્ય હોવાની દલીલ છે. હકીકતમાં આ એમનું ઘમંડ હતું. ઘમંડ માનવીની બુદ્ધિને નષ્ટ કરી નાખે છે. ઘમંડી પોતાના કાર્યો અને બુદ્ધિને ભલાઈ અને બુરાઈનું માપદંડ સમજવા લાગે છે અને બીજાઓને મૂર્ખ સમજે છે. મક્કાના સરદારો તેથી જ પોતાના ઈમાન કબૂલ ન કરવાને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સંદેશને જુઠાણું અને રદ હોવાની દલીલ સમજતા હતા.

તેઓ જે મુખ્લિસ મુસલમાનોને અપમાનિત કરતા હતા તેમાં હઝરત બિલાલ હબ્શી (રદિ.), હઝરત શુઐબ રૂમી (રદિ.), હઝરત અમ્માર બિન યાસિર (રદિ.), હઝરત સાલિમ મવલા અલી હુઝયફા (રદિ.), હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.), હઝરત મિક્દાદ બિન અમ્ર (રદિ.), હઝરત ખબ્બાબ બિન અરિત્ત (રદિ.) વગેરે જેવા દીને ઈસ્લામના મહાન સ્તંભોના નામ શામેલ હતા. ઈમામ ઈબ્ને જરીર તબરીની રિવાયત મુજબ કાફિરોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સભામાં ભાગ લઈ વાતો સાંભળવાની અને વિચાર કરવા માટે શરત પણ લગાવી હતી કે આ નિર્બળ મુસલમાનોને સભામાંથી કાઢી મૂકવામાં આવે. કુર્આને કરીમની ઘણી ખરી આયતોમાં કાફિરોની આવી બેહૂદી વાતોનું વર્ણન

છે અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હંમેશા ગરીબ મુસલમાનોની સાથે રહેવા માટે તાકીદ કરવામાં આવી છે અને ઊંચનીચના ઘમંડ અને ભેદભાવ રાખનારાઓની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી છે.

ફરમાવવામાં આવ્યું :

وَلَا تَطْرُدِ الَّذِيْنَ يَدْعُوْنَ رَبَّهُمْ بِالْغَدٰوةِ وَالْعَشِيِّ يُرِيْدُوْنَ وَجْهَهٗ ؕ مَا عَلَيْكَ مِنْ حِسَابِهِمْ مِّنْ شَيْءٍ وَّمَا مِنْ حِسَابِكَ عَلَيْهِمْ مِّنْ شَيْءٍ فَتَطْرُدَهُمْ فَتَكُوْنَ مِنَ الظّٰلِمِيْنَ ۝ وَكَذٰلِكَ فَتَنَّا بَعْضَهُمْ بِبَعْضٍ لِّيَقُوْلُوْٓا اَهٰٓؤُلَآءِ مَنَّ اللّٰهُ عَلَيْهِمْ مِّنْ بَيْنِنَا ؕ اَلَيْسَ اللّٰهُ بِاَعْلَمَ بِالشّٰكِرِيْنَ ۝

*(સૂરએ અન્આમ, આ. ૫૨–૫૩)*

અનુવાદ : "અને તે લોકોને (પોતાની પાસેથી) દૂર ન કરો, જેઓ પોતાના પરવરદિગારની સવારે અને સાંજે ઇબાદત કરી તેની જ ખુશી ચાહે છે. તેઓના હિસાબમાંથી તમારા ઉપર કંઇ (જવાબદારી) નથી અને ન તમારા હિસાબમાંથી તેઓ પર કંઇ (જવાબદારી) છે કે જેથી તેઓને તમે હટાવી દો, (જો તેમ કરશો) તો ફરી તમે અન્યાયીઓમાંથી– બેઇન્સાફોમાંથી થઇ જશો અને એવી જ રીતે અમે કેટલાકને બીજા કેટલાક (ગરીબ મુઅ્મિનો) વડે આજમાઇશમાં નાખ્યા છે, જેથી તેઓ કહયા કરે છે કે શું આ જ તે લોકો છે કે અમારામાંથી (તેઓને ચૂંટી કાઢી) તેઓની ઉપર અલ્લાહે (પોતાની) કૃપા કરી છે ? (અલ્લાહે ફરમાવ્યું) શું આ વાત નથી ? કે અલ્લાહ આભાર માનનારાઓને ખૂબ જાણે છે."

وَ اصْبِرْ نَفْسَكَ مَعَ الَّذِيْنَ يَدْعُوْنَ رَبَّهُمْ بِالْغَدٰوةِ وَالْعَشِيِّ يُرِيْدُوْنَ وَجْهَهٗ وَلَا تَعْدُ عَيْنٰكَ عَنْهُمْ ۚ

*(સૂરએ કહફ, આ. ૨૮)*

અનુવાદ : "અને પોતાને તે લોકો સાથે રોકી રાખો જેઓ સવાર-સાંજ પોતાના પરવરદિગારની બંદગી માત્ર તેની ખુશનૂદી માટે કરે છે અને જગતજીવનની શોભાના વિચારથી આપની આંખો (લક્ષ) તેઓના તરફથી હટવા પામે નહીં."

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلَّذِيْنَ اٰمَنُوْا لَوْ كَانَ خَيْرًا مَّا سَبَقُوْنَآ اِلَيْهِ ۭ وَاِذْ لَمْ يَهْتَدُوْا بِهٖ فَسَيَقُوْلُوْنَ هٰذَآ اِفْكٌ قَدِيْمٌ ⑪

*(સૂરએ અહકાફ, આ. ૧૧)*

અનુવાદ : "અને આ કાફિરો ઈમાનવાળાઓ સંબંધી કહે છે કે જો આ કુર્આન બેહતર હોત તો આ લોકો તેના તરફ અમારાથી પહેલ કરત નહીં (આ મામલામાં અમારાથી અગ્રેસર રહી શકત નહી). અને જ્યારે તેઓ કુર્આન વડે પણ સીધા માર્ગે આવવા માગતા નથી, ત્યારે હવે તેઓ એમ જ કહેશે કે એ તો પ્રાચીનકાળનું જૂઠાણું–અસત્ય છે.

## (૨૭) હું તમારા પૂજ્યોને પૂજનાર નથી :

અસ્વદ બિન અબ્દુલ મુત્તલિબ, વલીદ બિન મુગીરહ, ઉમય્યહ બિન ખલ્ફ અને આસ બિન વાઈલે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે તવાફ કરતી વખતે મુલાકાત કરી અને એ વાત ઉપર પરસ્પર ચર્ચા-વિચારણા કરવા માટે આમંત્રણ આપ્યું કે એક વર્ષ સુધી મુસલમાનો

મૂર્તિઓની પૂજા કરે અને એક વર્ષ માટે કાફિરો મુસલમાનોના પૂજ્ય–અલ્લાહની બંદગી કરે. કેટલીક રિવાયતો મુજબ કાફિરોએ એવો પણ ઠરાવ રજૂ કર્યો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમારી મૂર્તિઓને ફક્ત પોતાનો હાથ લગાડે તો પણ અમે આપના ઉપર ઈમાન લઇ આવીશું. આવા બધા જ જૂઠા ઠરાવોનું અત્યંત વિશ્વાસપૂર્વક અને વિસ્તારપૂર્વકનું સ્પષ્ટીકરણ સૂરએ કાફિરૂનમાં ખુલ્લમખુલ્લા કરવામાં આવ્યું છે :

قُلْ يَٰٓأَيُّهَا ٱلْكَٰفِرُونَ ① لَآ أَعْبُدُ مَا تَعْبُدُونَ ② وَلَآ أَنتُمْ عَٰبِدُونَ مَآ أَعْبُدُ ③ وَلَآ أَنَا۠ عَابِدٌ مَّا عَبَدتُّمْ ④ وَلَآ أَنتُمْ عَٰبِدُونَ مَآ أَعْبُدُ ⑤ لَكُمْ دِينُكُمْ وَلِىَ دِينِ ⑥

(સૂરએ કાફિરૂન, આ. ૧ થી ૬)

અનુવાદ : "(હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) તમે કહી દો કે હે કાફિરો ! જે (મૂર્તિઓ)ને તમે પૂજો છો તેને હું નથી પૂજતો અને ન તમે તે (અલ્લાહ)ને પૂજો છો, જેને હું પૂજું છું અને ન મારે તે (મૂર્તિઓ)ને પૂજવી છે, જેની તમે પૂજા કરો છો અને ન તમે તે (અલ્લાહ)ને પૂજ્યો જેને હું પૂજું છું. તમારા માટે તમારો માર્ગ અને મારા માટે મારો માર્ગ છે."

આગળ ફરમાવવામાં આવ્યું :

وَإِن كَذَّبُوكَ فَقُل لِّى عَمَلِى وَلَكُمْ عَمَلُكُمْ ۖ أَنتُم بَرِيٓـُٔونَ مِمَّآ أَعْمَلُ وَأَنَا۠ بَرِىٓءٌ مِّمَّا تَعْمَلُونَ ④①

(સૂરએ યૂનુસ, આ. ૪૧)

અનુવાદ : "અને હજુ પણ જો તેઓ આપને જૂઠાડતા જ રહે તો (તેમને) કહો કે મારી કરણી મારા માટે અને તમારી કરણી તમારા માટે છે. મારી કરણીના (આખિરતમાં) તમે જવાબદાર નથી, અને તમે જે કાંઇ કરો છો તેનો હું જવાબદાર નથી."

## (૨૮) કુર્આનની ભાષા સરળ અને સુંદર છે :

મક્કામાં ઇબ્નુલ હજરમી નામના એક પ્રતિષ્ઠિત વ્યક્તિનો એક રૂમી ઈસાઈ ગુલામ હતો, જેનું નામ "જબ્ર" હતું. મરવહની પાસે એની દુકાન હતી. તે ઇન્જિલનો જાણકાર હતો. તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાતો ખૂબ જ ધ્યાનથી સાંભળતો હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ક્યારેક ક્યારેક તેની પાસે બેસી જતા. આથી કાફિરો એવો શોર–બકોર મચાવવા લાગ્યા કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એની પાસેથી શીખીને વાતો કરે છે અને કુર્આનની વાણી એની જ બનાવેલી હોય છે. કેટલીક રિવાયતોમાં છે કે તે એક તલવારો બનાવવાવાળો હતો. કુર્આને કરીમમાં એનું વર્ણન આવ્યું છે :

وَلَقَدْ نَعْلَمُ اَنَّهُمْ يَقُوْلُوْنَ اِنَّمَا يُعَلِّمُهٗ بَشَرٌ ؕ لِسَانُ
الَّذِىْ يُلْحِدُوْنَ اِلَيْهِ اَعْجَمِىٌّ وَّ هٰذَا لِسَانٌ عَرَبِىٌّ مُّبِيْنٌ ۝

*(સૂરએ નહલ, આ. 103)*

અનુવાદ : "અને અમે સારી પેઠે જાણીએ છીએ કે એ લોકો એમ પણ કહે છે કે એને તો એક માણસ શીખવે છે, (પરંતુ) જે માણસ વિશે તેઓ ગુમાન કરે છે, તેની ભાષા તો અજમી છે અને આ (કુર્આન) તો સ્પષ્ટ અરબી ભાષા છે."

## (૨૯) દુશ્મને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નામશેષ થઈ ગયા છે :

મક્કાના સરદારો ખાસ કરીને આસ બિન વાઈલ સહમીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિરોધમાં લોકોને સાચા ધર્મ (ઈસ્લામ)થી ફેરવવા માટે (દૂર કરવા માટે—ઈસ્લામ વિરોધી બળવો કરવા માટે) એમ પણ કહયું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈ પુત્ર નથી, તેમના પછી તેમનું નામ લેવાવાળું પણ કોઈ બાકી નહીં રહે અને આ ધર્મ જાતે જ ખતમ થઈ જશે (નાબૂદ થઈ જશે). વળી, તે બદબખ્તો—અભાગિયાઓએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સુપુત્ર અબ્દુલ્લાહ અને હઝરત કાસિમના મૃત્યુ ઉપર ખુશીઓ મનાવી હતી અને કહયું હતું કે આજે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જડ કપાઈ ગઈ, તેમનો કોઈ વારસદાર નહીં હોય. સૂરએ કૌસરની એક આયતમાં એનો જવાબ આપીને આવી દુઃખદ પરિસ્થિતિમાં રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આશ્વાસન આપવામાં આવ્યું છે. ફરમાવવામાં આવ્યું છે :

إِنَّ شَانِئَكَ هُوَ الْأَبْتَرُ ﴿٣﴾ *(સૂરએ કૌસર, આ. ૩)*

અનુવાદ : “ બેશક, જે આપનો દુશ્મન છે તે જ નામનિશાન વગરનો—જડો કપાયેલો છે.” આ એક ભવિષ્યવાણી હતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિરોધીઓ નામોનિશાન વગરના થઈ જશે, એમની જડો કપાઈ જશે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉમ્મતીઓ ચારે બાજુ ફેલાઈ જશે અને એમને પ્રભુત્ત્વ આપવામાં આવશે. આ ભવિષ્યવાણી અક્ષરશઃ સાચી ઠરી.

## (30) રસૂલનું માનવી હોવું જ યોગ્ય છે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કાફિરોને ઈસ્લામની દા'વત આપી તો એમાંથી કેટલાક ઘમંડી લોકોએ (જેમાં અબ્દુલ્લાહ બિન ઉમય્યહ, નદ્ર બિન હારિસ અને નવફલ બિન ખાલિદના નામ આવે છે) એવી માંગણી કરી કે આપ આકાશમાંથી એક પુસ્તક લાવો અને તમારી સાથે ચાર ફરિશ્તા હોય–જેઓ આ કિતાબ અલ્લાહની કિતાબ છે–અને આપ રસૂલે ખુદા છો– એવી ગવાહી આપે. અમે એ સાંભળીએ અને જોઈ લઈએ ત્યારે જ અમે આપના ઉપર ઈમાન લાવીશું. કુર્આન એનો જવાબ આપે છે :

وَلَوْ نَزَّلْنَا عَلَيْكَ كِتٰبًا فِىْ قِرْطَاسٍ فَلَمَسُوْهُ بِاَيْدِيْهِمْ لَقَالَ الَّذِيْنَ كَفَرُوْٓا اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّبِيْنٌ ۝ وَ قَالُوْا لَوْلَآ اُنْزِلَ عَلَيْهِ مَلَكٌ ؕ وَلَوْ اَنْزَلْنَا مَلَكًا لَّقُضِىَ الْاَمْرُ ثُمَّ لَا يُنْظَرُوْنَ ۝ وَلَوْ جَعَلْنٰهُ مَلَكًا لَّجَعَلْنٰهُ رَجُلًا وَّ لَلَبَسْنَا عَلَيْهِمْ مَّا يَلْبِسُوْنَ ۝

*(સૂરએ અન્આમ, આ. ૭–૮–૯)*

અનુવાદ : "અને જો (તેઓની માંગણી મુજબ) અમે આપના ઉપર કાગળમાં લખાયેલું (પુસ્તક) ઉતારીએ, ફરી તેઓ તેને પોતાના હાથ વડે તપાસી લે તે છતાં પણ કાફિરો અવશ્ય એમ જ કહેશે કે એ તો સ્પષ્ટ જાદૂ વિના કાંઈ જ નથી અને તેઓ કહે છે કે આ નબીના ઉપર કોઈ ફરિશ્તો કેમ મોકલવામાં ન આવ્યો ? પણ જો અમે ફરિશ્તો ઉતાર્યો હોત તો આ મામલાનો ક્યારનોય નિવેડો આવી ચૂક્યો હોત અને પછી તેમને કોઈ પણ જાતની મહેતલ (સમય) આપવામાં ન આવત અને અમે જો કોઈ ફરિશ્તાને (રસૂલ બનાવી મોકલત) તો અમે તેને પણ મનુષ્ય(ના સ્વરૂપમાં) જ બનાવત અને (એમ કરવાથી) તેઓને તે જ શંકા થાત જેમાં આજે પડેલા છે."

قُلْ لَّوْ كَانَ فِي الْأَرْضِ مَلٰٓئِكَةٌ يَّمْشُوْنَ مُطْمَئِنِّيْنَ لَنَزَّلْنَا عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ مَلَكًا رَّسُوْلًا ﴿٩٥﴾

*(સૂરએ બની ઈસ્રાઈલ, આ. ૯૫)*

અનુવાદ : "તમે કહી દો કે જો આ ભૂમિમાં ફરિશ્તા હરતા, ફરતા, વસતા હોત તો જરૂર અમે તેમના ઉપર આકાશથી કોઈ ફરિશ્તાને રસૂલ બનાવી મોકલત, પરંતુ એ વાત સ્પષ્ટ છે કે રિસાલતના કામ માટે મનુષ્યથી વધારે યોગ્ય બીજું કોણ હોઈ શકે ?"

## (૩૧) મશ્કરી કરવી :

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અવગણના કરનારાઓ અને વિરોધીઓ તરફથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મશ્કરી કરવામાં આવતી હતી અને હાંસી ઉડાવવામાં આવતી તેનું વર્ણન કુર્આનમાં આવ્યું છે :

وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ قَبْلِكَ فَحَاقَ بِالَّذِيْنَ سَخِرُوْا مِنْهُمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿١٠﴾

*(સૂરએ અન્આમ, આ. 10)*

અનુવાદ : "અને ખરેખર તમારાથી પહેલાંના (અનેક) રસૂલો સાથે પણ ઠઠ્ઠો કરવામાં આવ્યો છે. ફરી તેઓ માંહેના મશ્કરાઓને તે જ વસ્તુએ (અઝાબે) ઘેરી લીધા, જેની તેઓ મશ્કરી કરતા હતા."

## (૩૨) તમામ પૂજ્યો (દેવો)ને છોડીને એક જ અલ્લાહની ઈબાદત (બંદગી) :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કાકા મુહતરમ અબૂ

તાલિબની મરણતોલ બીમારીમાં કુરૈશના કેટલાક વડીલો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે વાતચીત કરવા તેમની પાસે આવ્યા અને તેમની પાસે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સમજાવવા અને મૂર્તિઓની નિંદા કરવાથી રોકવા માટેની જોરદાર માંગણી કરી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હું તો તમારી સામે એવો કલિમહ રજૂ કરું છું, જેને જો તમે કહો–પઢો અને માની લો તો આખું અરબસ્તાન તમારા હુકમ (ફરમાન)ને તાબે થઇ જાય અને તમામ અજમ તમારી સામે માથું ઝુકાવી દે." આ સાંભળી અબૂ જહલે કહયું કે, અમે આવા એક નહીં, દસ કલિમહ કહેવા માટે તૈયાર છીએ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "લા ઇલા–હ ઇલ્લલ્લાહ" કહી દો અને તમારા જૂઠા પૂજ્યોથી જુદા થઇ જાઓ. આ વાત ઉપર તેઓ ભડકયા અને એવું કહેતા કહેતા ઊભા થઇ ગયા કે શું અમે અમારા દેવોને ત્યજીને એકને પૂજવાવાળા બની જઇએ ? આવું વિચિત્ર કામ અમારાથી નહીં થઇ શકે. મુહમ્મદ બિન ઇસ્હાક વગેરેએ આ પ્રસંગનું વર્ણન અબૂ તાલિબના મૃત્યુ વખતની બીમારીમાં કર્યું છે. મુફસ્સિર ઇબ્ને કસીરે આ પ્રસંગને લખ્યો છે. જ્યારે ઇબ્ને સઅદે તેને દા'વતે ઇસ્લામીની શરૂઆતના સમયનો પ્રસંગ ગણાવ્યો છે. સાહિબે કશ્શાફ જમખ્શરી અને મુફસ્સિર રાઝીએ આ પ્રસંગને હઝરત ઉમર (રદિ.)ના ઇસ્લામ સ્વીકાર કરવાના આશ્ચર્યજનક પ્રસંગની પ્રતિક્રિયા સ્વરૂપે વર્ણવ્યો છે અને છેવટે આ પ્રસંગ ઉપર સૂરએ સૉદની આયતો ઉતરી :

صٓ وَالْقُرْاٰنِ ذِی الذِّكْرِ ۝١ بَلِ الَّذِیْنَ كَفَرُوْا فِیْ عِزَّةٍ وَّشِقَاقٍ ۝٢ كَمْ اَهْلَكْنَا مِنْ قَبْلِهِمْ مِّنْ قَرْنٍ فَنَادَوْا وَّلَاتَ حِیْنَ مَنَاصٍ ۝٣ وَعَجِبُوْۤا اَنْ جَآءَهُمْ مُّنْذِرٌ مِّنْهُمْ ؗ وَقَالَ

الْكٰفِرُوْنَ هٰذَا سٰحِرٌ كَذَّابٌ ۝۴ اَجَعَلَ الْاٰلِهَةَ اِلٰهًا وَّاحِدًا ۚ اِنَّ هٰذَا لَشَيْءٌ عُجَابٌ ۝۵ وَانْطَلَقَ الْمَلَاُ مِنْهُمْ اَنِ امْشُوْا وَاصْبِرُوْا عَلٰٓى اٰلِهَتِكُمْ ۚ اِنَّ هٰذَا لَشَيْءٌ يُّرَادُ ۝۶ مَا سَمِعْنَا بِهٰذَا فِي الْمِلَّةِ الْاٰخِرَةِ ۚ اِنْ هٰذَآ اِلَّا اخْتِلَاقٌ ۝۷ ءَاُنْزِلَ عَلَيْهِ الذِّكْرُ مِنْۢ بَيْنِنَا ۭ بَلْ هُمْ فِيْ شَكٍّ مِّنْ ذِكْرِيْ ۚ بَلْ لَّمَّا يَذُوْقُوْا عَذَابِ ۝۸

*(સૂરએ સૉદ, આ. ૧ થી ૮).*

અનુવાદ : "સૉદ, નસીહતોથી ભરપૂર કુર્આનના સોગંદ (કે કાફિરોની વાત સાચી નથી), બલકે એ કાફિરો અભિમાન તથા વિરુદ્ધતા પર (અડયા) છે. અમે તેઓના પહેલાં કેટલીયે ઉમ્મતોનો નાશ કર્યો, ત્યારે તેઓ હાય પોકારવા લાગ્યા, પરંતુ છૂટકારાનો વખત રહયો ન હતો અને તેઓ આ વાત પર અચરજ પામ્યા કે તેઓની પાસે તેઓમાંથી જ એક ડરાવનાર (રસૂલ) આવ્યો અને કાફિરો કહેવા લાગ્યા કે એ તો જાદૂગર સાવ જૂઠો છે. શું તેણે આટલા મા'બૂદો–પૂજ્યોને બદલે એક જ મા'બૂદ–પૂજ્ય રહેવા દીધો ? ખરેખર એ પણ બહુ અચંબાની વાત છે અને તેઓમાંથી કેટલાક સરદારો (બીજાઓને) એમ કહી ચાલવા લાગ્યા કે (અહીંથી) ચાલો અને પોતાના દેવતાઓની (બંદગી) પર જ કાયમ રહો. બેશક, (નબીની) આ વાતમાં કંઈ સ્વાર્થ છે. (વળી), આ વાત અમે (પોતાના) પાછલા ધર્મમાં સાંભળી જ નથી, એ તો માત્ર બનાવટી વાત છે. શું ખુદાઈ વાણી અમારામાંથી એના ઉપર જ ઉતારવામાં આવી ? વાત આ છે કે તેઓ મારી વહી સંબંધી ધોકામાં છે; બલકે (એનું કારણ એ છે કે) હજુ સુધી તેઓએ મારી શિક્ષા ચાખી નથી. (મારા અઝાબનો સ્વાદ ચાખ્યો નથી)."

## (૩૩) મેઅ્રાજનો પ્રસંગ :

હિજરતના એક વર્ષ પહેલાં મેઅ્રાજની ઘટના બની. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મસ્જિદે હરામથી મસ્જિદે અકસા લઇ જવામાં આવ્યા. આ મુસાફરી બુરાક ઉપર થઇ. એનું વર્ણન કુર્આન શરીફમાં છે. પછી ઘણી બધી હદીસોમાં છે. તે મુજબ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આસમાન ઉપર લઇ જવામાં આવ્યા. સિદ્રતુલ મુન્તહા, બયતુલ મા'મૂર, જન્નત અને જહન્નમ બધું જ આપે જોયું. આ પ્રસંગે જ ઉમ્મતે મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર પાંચ વખતની નમાઝો પણ ફર્ઝ થઇ. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નીચે બયતુલ મુકદસ અને ત્યાંથી મક્કા લાવવામાં આવ્યા. આ ઘટના જાગૃત અવસ્થામાં જ ઘટી હતી. કુર્આને કરીમમાં તેના પ્રારંભિક ભાગનું ટૂંકું વર્ણન આપવામાં આવ્યું છે :

سُبْحٰنَ الَّذِیْٓ اَسْرٰی بِعَبْدِہٖ لَیْلًا مِّنَ الْمَسْجِدِ الْحَرَامِ اِلَی
الْمَسْجِدِ الْاَقْصَا الَّذِیْ بٰرَکْنَا حَوْلَہٗ لِنُرِیَہٗ مِنْ اٰیٰتِنَا ؕ

(સૂરએ બની ઇસ્રાઇલ, આ. ૧ માંથી)

અનુવાદ : "પાક છે તે ઝાત કે જે રાતોરાત પોતાના બંદા (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મસ્જિદે હરામ (બયતુલ્લાહ)થી મસ્જિદે અકસા (બયતુલ મુકદસ) સુધી કે જેને અમારી બરકતોએ ઘેરી રાખી છે (ત્યાં સુધી) લઇ ગયો કે જેથી અમે તેમને અમારી કુદરતના કંઇક નમૂના દેખાડીએ."

وَمَا جَعَلْنَا الرُّءْیَا الَّتِیْٓ اَرَیْنٰکَ اِلَّا فِتْنَۃً لِّلنَّاسِ ؕ

(સૂરએ બની ઇસ્રાઇલ, આ. ૬૦)

અનુવાદ : "અને જે દશ્ય અમે તેમને (મેઅ્રાજ વખતે–જાગૃત અવસ્થામાં) દેખાડયું તેને અમે તે લોકો માટે ફક્ત ગુમરાહીનું કારણ બનાવીને મૂકી દીધું." આ આયતમાં "રૂઅયા" શબ્દનો મતલબ સ્વપ્ન નથી, પરંતુ સભાન અવસ્થામાં કોઇ આશ્ચર્યકારક ઘટના બતાવવી એવો થાય છે. સૂરએ નજમમાં પણ આ ઘટના તરફ ઈશારો કરવામાં આવ્યો છે અને આ ઘટના આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વ્યક્તિગત ફઝીલત (શ્રેષ્ઠતા) અને વિશિષ્ટતાનું દર્શન પણ છે. મેઅરાજ માટેના રહસ્યોની હઝરત શાહ વલીય્યુલ્લાહ સાહબ મુહદ્દિસ દહેલવી (રહ.)એ હુજ્જતુલ્લાહિલ્ બાલિગહમાં વિદ્વતાપૂર્ણ રીતે અત્યંત ભવ્ય અને ઉમદા ચર્ચા કરી છે.

## (૩૪) જિન્નાતોનું કુર્આન સાંભળીને ઈસ્લામ કબૂલ કરવું :

મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જન્મ પહેલાં જિન્નાતોને કેટલીક આસમાની ખબરો કાને પડતી રહેતી હતી, જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર વહી ઉતરવાનું શરૂ થયું તો આવી આસમાની ખબરોનો સંકેત આવવો બંધ થઇ ગયો અને જિન્નાતોને "શુહુબે સાકિબહ" પ્રકાશના મારથી આકાશોમાંથી હાંકી કાઢવાનું શરૂ થયું. આ હકીકતના કારણોની શોધમાં જિન્નાતો વિશ્વમાં ચારે તરફ ફેલાઇ ગયા. એમની એક ટુકડી મક્કામાં "બત્ને નખલહ"ના સ્થળે પહોંચી જ્યાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તાઈફની મુસાફરીએથી અત્યાચારો સહન કરેલી હાલતમાં પરત આવ્યા પછી પોતાના સાથીઓને સવારની નમાઝ પઢાવી રહયા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કુર્આનની તિલાવતના આકર્ષક અને અસરકારક (પ્રભાવશાળી) અવાજે જિન્નાતોને મંત્રમુગ્ધ કરી દીધા. કુર્આનની મહાનતા તેમના ઉપર અસર કરી ગઇ. એમને પેલી ઘટનાનું અસલ કારણ સમજમાં આવી ગયું, પછી

તેઓ ઈમાન લઈ આવ્યા. પોતાની કૌમને પણ ઈમાનની દા'વત આપી અને તેઓ બધા ઈમાન લઈ આવ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એ વખતે એમના આગમન અને ઈમાન લાવવાની ખબર ન મળી. પછી સૂરએ અહકાફ અને સૂરએ જિન્ન દ્વારા આપને આ હકીકતની ખબર પડી. પછી તો જિન્નાતોના સમૂહો આપની પાસે લગભગ છ વખત આવ્યા.

*(તફસીરે મઝહરી)*

**કુર્આનમાં ફરમાવવામાં આવ્યું :**

وَاِذْ صَرَفْنَآ اِلَيْكَ نَفَرًا مِّنَ الْجِنِّ يَسْتَمِعُوْنَ الْقُرْاٰنَ ۚ فَلَمَّا حَضَرُوْهُ قَالُوْٓا اَنْصِتُوْا ۚ فَلَمَّا قُضِيَ وَلَّوْا اِلٰى قَوْمِهِمْ مُّنْذِرِيْنَ ﴿٢٩﴾

*(સૂ. અહકાફ, આ. ૨૯)*

અનુવાદ : "અને (તે બનાવનું વર્ણન કરો) જ્યારે જિન્નાતોમાંથી એક ટોળાને અમે તમારા તરફ લઈ આવ્યા જેઓ (ત્યાં આવી) કુર્આન સાંભળવા લાગ્યા. મતલબ કે જ્યારે તેઓ તેની (તિલાવતના સ્થળની) નજીક પહોંચ્યા તો બોલ્યા કે ચૂપ રહો, ફરી જ્યારે (કુર્આન પઢવાનું) પૂરું થયું તો (ઈમાન લાવ્યા). પછી ચેતવણી આપનાર તરીકે પોતાની કૌમ તરફ પાછા ફર્યા."

قُلْ اُوْحِيَ اِلَيَّ اَنَّهُ اسْتَمَعَ نَفَرٌ مِّنَ الْجِنِّ فَقَالُوْٓا اِنَّا سَمِعْنَا قُرْاٰنًا عَجَبًا ﴿١﴾ يَّهْدِيْٓ اِلَى الرُّشْدِ فَاٰمَنَّا بِهٖ ۭ وَلَنْ نُّشْرِكَ بِرَبِّنَآ اَحَدًا ﴿٢﴾

*(સૂ. જિન્ન, આ. ૧–૨)*

અનુવાદ : "(હે રસૂલ !) આપ ફરમાવી દો કે મારી પાસે એવી વહી આવે છે કે જિન્નાતોમાંથી કેટલાક લોકો (આ કુર્આન) સાંભળી ગયા.

ફરી (પોતાની કૌમને) કહેવા લાગ્યા કે અમે એક અજબ કુર્આન સાંભળ્યું છે, જે સત્ય માર્ગ બતાવે છે, જેથી અમે તેના ઉપર ઈમાન લઈ આવ્યા અને (હવે) અમે અમારા પરવરદિગારની સાથે કોઈને શરીક (ભાગીદાર) માનીશું નહીં."

## (૩૫) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ખૂન કરવાનું નાપાક ષડ્યંત્ર :

### યષરબના લોકોનો ઝડપથી ઈસ્લામ સ્વીકાર :

યષરબની ધરતી ઉપર ઈસ્લામી સંગઠન રચવા માટે અંગીકૃત (કટિબદ્ધ) અને તૈયારીઓ અને મક્કાના મુસલમાનોની એ તરફ હિજરતે, મક્કાના મુશરિક સરદારોને અંગારાઓ ઉપર લાવીને ઊભા કરી દીધા (તેમને મુશ્કેલીમાં મૂકી દીધા). દારુલ નદવહમાં તેમનો એક મહાન સામુહિક મશ્વિરહ્ (વિચારગોષ્ઠિ) થયો. લાંબી વાતચીત અને ચર્ચા–વિચારણા પછી એવું નક્કી થયું કે દરેક કબીલાનો એક એક વગદાર, બહાદુર, શક્તિશાળી યુવાન ઉત્તમ કક્ષાની પાણીદાર તલવાર લઈને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર સામુહિક હુમલો કરી તેમને ખતમ કરી નાખે. આ રીતે કિસાસની માંગણી પણ વજૂદ વગરની થઈ જશે. (ખૂનનો બદલો ખૂન–કિસાસની માંગણીમાં પણ કંઈ દમ નહીં રહે) અને દિય્યત (દંડની રકમ) ઉપર જ વાત પતી જશે અને સમસ્યાનું નિરાકરણ થઈ જશે. રાત્રિના અંધકારમાં આ ટુકડી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરે પહોંચી ગઈ. અલ્લાહે પોતાના નબીને તે જ વખતે હિજરતનો હુકમ આપ્યો અને તમામ હકીકતથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સંપૂર્ણપણે વાકેફ કરી દીધા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ઘરમાંથી એવી રીતે નીકળ્યા કે દુશ્મનોની ટુકડી ઘરની બહાર ઘેરો ઘાલીને ઊભી હતી, પરંતુ અલ્લાહ તઆલાએ એટલીવાર સુધી એમની જોવાની

શકિતને બંધ કરી નાખી. (તેઓ આંધળા થઇ ગયા) અને તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઇ ન શકયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત અબૂબક્ર સિદીક (રદિ.) સાથે ગારે સૌર આવ્યા. ત્યાં ત્રણ દિવસ રોકાયા પછી ફરીથી સફરની શરૂઆત કરી અને મદીના શરીફ પહોંચી ગયા. કુર્આન શરીફમાં આ ઘટનાનું વર્ણન કંઇક આવી રીતે છે :

وَإِذْ يَمْكُرُ بِكَ الَّذِينَ كَفَرُوا لِيُثْبِتُوكَ أَوْ يَقْتُلُوكَ أَوْ يُخْرِجُوكَ ۚ وَيَمْكُرُونَ وَيَمْكُرُ اللَّهُ ۖ وَاللَّهُ خَيْرُ الْمَاكِرِينَ ﴿٣٠﴾

(સૂ. અન્ફાલ, આ. ૩૦)

અનુવાદ : "અને (હે નબી ! તે વખતને યાદ કરો) જ્યારે કાફિરો તમારા માટે કાવતરું કરતા હતા કે તમને કેદ પકડે અથવા મારી નાખે, કિંવા (વતનથી) કાઢી મૂકે અને તેઓ દાવ રચતા હતા, પરંતુ અલ્લાહ (તેઓના દાવ નકામા કરવા) પોતાની યુક્તિ કરતો હતો અને અલ્લાહનો દાવ સૌથી સારો છે."

### (૩૯) ગારે સૌરનો પ્રસંગ :

હિજરતની મુસાફરીની શરૂઆત પછી રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રથમ ગારે સૌરમાં ત્રણ દિવસ રોકાયા. શોધતા શોધતા દુશ્મનો ગુફાની ખૂબ જ નજીક આવી પહોંચ્યા હતા. હઝરત સિદીકે અકબર (રદિ.)ને દુશ્મનોના પગ દેખાઇ રહયા હતા. એમને અત્યંત ડર લાગી રહયો હતો કે ક્યાંક દુશ્મનો પહોંચીને પકડી ન લે, પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ધૈર્ય અને રાહત જોવાલાયક હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત અબૂબક્ર (રદિ.)ને સાંત્વન આપ્યું કે, "ચિંતા ન કરો, ગમ ન કરો. અલ્લાહ આપણી સાથે છે." કુર્આન એનું વર્ણન કરે છે :

إِلَّا تَنصُرُوهُ فَقَدْ نَصَرَهُ اللَّهُ إِذْ أَخْرَجَهُ الَّذِينَ كَفَرُوا
ثَانِيَ اثْنَيْنِ إِذْ هُمَا فِي الْغَارِ إِذْ يَقُولُ لِصَاحِبِهِ لَا تَحْزَنْ إِنَّ
اللَّهَ مَعَنَا ۖ فَأَنزَلَ اللَّهُ سَكِينَتَهُ عَلَيْهِ ۔ (સૂ. તવબહઃ ૪૦માંથી)

અનુવાદ : "જો તમે રસૂલની મદદ નહીં કરો તો (કંઇ પરવા નથી) અલ્લાહે એવા વખતે એની મદદ કરી છે, જ્યારે કે કાફિરોએ તેમને કાઢી મૂક્યા હતા, તો બે માણસોમાંના એક તે પોતે હતા કે તે બન્ને (સૌર નામની) ગુફામાં હતા. તે વેળા તે (રસૂલ) પોતાના સાથીને કહી રહયા હતા કે તું (કંઇ પણ) ચિંતા ન કર. બેશક, અલ્લાહની મદદ આપણી સાથે છે. ફરી અલ્લાહ તઆલાએ તેમના ઉપર શાંતિ ઉતારી."

## (૩૭) મુનાફિકો અને યહૂદીઓની રસૂલ દુશ્મની :

મદીના હિજરત કર્યા પછી મુનાફિકો અને યહૂદીઓની નીચતા સામે આવી. તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અદાવત (દુશ્મની), હસદ (અદેખાઇ), કિનો (દ્વેષ) અને બુગ્ઝ (દુશ્મનાવટ) રાખતા હતા. ઘણાં બધા મુનાફિકોને ઇસ્લામના ઉદયના કારણે માલે ગનીમતમાં ભાગ મળી ગયો હતો, જેને કારણે તેઓ સુખી થઇ ગયા હતા. આમ છતાં તેમની દુશ્મની દિન–પ્રતિદિન વધતી જ જતી હતી અને તેઓ મુસલમાનોનું જરા પણ એહસાન માનતા ન હતા. કુર્આને કરીમ આ પરિસ્થિતિનું નિરુપણ કંઇક આ રીતે કરે છે :

وَمَا نَقَمُوا إِلَّا أَنْ أَغْنَاهُمُ اللَّهُ وَرَسُولُهُ مِن فَضْلِهِ ۚ
فَإِن يَتُوبُوا يَكُ خَيْرًا لَّهُمْ ۖ وَإِن يَتَوَلَّوْا يُعَذِّبْهُمُ اللَّهُ عَذَابًا

اَلِيْمًا ۙ فِي الدُّنْيَا وَ الْاٰخِرَةِ ۚ وَ مَا لَهُمْ فِي الْاَرْضِ مِنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ﴿۷۴﴾

(સૂ. તવબહ, આ. ૭૪માંથી)

અનુવાદ : "અને તેઓએ એવી વાતનો ઈરાદો કર્યો હતો, જે તેઓને મળી નહીં અને એ બધું આ વાતના બદલામાં જ કર્યું હતું કે અલ્લાહ તઆલાએ અને તેના રસૂલે પોતાની કૃપાથી તેઓને તવંગર કરી દીધા, માટે જો (હજુ પણ) તેઓ તવબહ કરી લે તો તેઓને માટે સારું છે, પરંતુ જો તેઓ મોઢું ફેરવશે તો અલ્લાહ તેઓને દુનિયા તેમજ આખિરતમાં દુ:ખદાયક શિક્ષા આપશે અને પૃથ્વીના પટ પર તેઓનો ન કોઈ યાર–મિત્ર હશે અને ન મદદગાર."

## (૩૮) મદીનહમાં મુનાફિકોનું અસ્તિત્વ (હાજરી) :

ઔસ અને ખજરજના મોટાભાગના લોકો પૂરેપૂરા ઈખ્લાસની સાથે (હૃદયપૂર્વક) ઈસ્લામના વર્તુળમાં દાખલ થઈ ગયા, પરંતુ એક ભાગ ઈસ્લામથી પ્રભાવિત ન થઈ શક્યો. તે દિલથી તો શિર્ક અને કુફ્ર પર કાયમ હતો, પરંતુ જુદા જુદા સ્વાર્થી લાભો અને કેટલીક મસ્લિહતોને કારણે અને કેટલાક આવનારા ભયથી સાવધાન રહીને જાહેરમાં ઈસ્લામનો દાવો કરતો રહયો અને છૂપી રીતે તે (ગિરોહ) યહૂદીઓની સાથે ઈસ્લામની નેસ્ત–નાબૂદી માટે સાઠગાંઠ કરતો રહયો. એમાંથી કેટલાક લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે મશ્કરીમાં એવું કહેતા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તો 'બસકાન' છે. અર્થાત્ તેઓ સાંભળેલી દરેક વાત ઉપર વિશ્વાસ કરી લે છે (અર્થાત્) કાચા કાનના છે. કુર્આને કરીમે આ ઘટનાનું વર્ણન કર્યું :

وَ مِنْهُمُ الَّذِيْنَ يُؤْذُوْنَ النَّبِيَّ وَ يَقُوْلُوْنَ هُوَ اُذُنٌ ؕ قُلْ

أُذُنُ خَيْرٍ لَّكُمْ يُؤْمِنُ بِاللّٰهِ وَيُؤْمِنُ لِلْمُؤْمِنِيْنَ وَرَحْمَةٌ لِّلَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ ۗ وَالَّذِيْنَ يُؤْذُوْنَ رَسُوْلَ اللّٰهِ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٦١﴾

(સૂ. તવબહ, આ. ૬૧)

અનુવાદ : "અને તેઓમાં (મુનાફિકોમાં) થોડાક એવા છે, જે નબીને ઇજા પહોંચાડે છે અને કહે છે કે તેઓને તો માત્ર કાન જ છે. (હે નબી !) આપ ફરમાવી દો કે તમારા ભલા માટે (તે) કાન છે કે અલ્લાહ (ની વાતો) પર યકીન રાખે છે અને (સાચા) મુસલમાનોની વાતો માની લે છે અને તમારામાંથી ઇમાન (જાહેર કરવા)વાળાઓ માટે રહમત છે, પરંતુ જેઓ અલ્લાહના રસૂલને ઇજા પહોંચાડે છે તેમને માટે (આખિરતમાં) દુઃખદાયક શિક્ષા છે." આ આયતમાં એ વાત સ્પષ્ટ કરી દેવામાં આવી કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુખ્લિસ મુસલમાનોની વાત સત્ય માનીને અને હૃદયપૂર્વક તેને સાચી સમજીને સાંભળતા હતા. જો કે બીજી વાતોને ખોટી માનવા છતાં પોતાના દયાળુ સ્વભાવને લીધે સાંભળીને ટાળી દે છે અને એને ખુલ્લમ્ ખુલ્લી રીતે જૂઠાડતા ન હતા.

ગઝવએ ઉહુદના સમયે મુનાફિકોએ એવી વાત પણ કરી કે જો અમારી વાત માની લેવામાં આવી હોત, બહાર નીકળીને લડાઇ કરવામાં ન આવી હોત તો અમે આવી રીતે માર્યા ન જાત અને બચી જતા. આ પાયાવિહોણી વાતનું વર્ણન પણ કુર્આને કરીમમાં કરવામાં આવ્યું છે :

وَطَآئِفَةٌ قَدْ اَهَمَّتْهُمْ اَنْفُسُهُمْ يَظُنُّوْنَ بِاللّٰهِ غَيْرَ الْحَقِّ ظَنَّ الْجَاهِلِيَّةِ ۗ يَقُوْلُوْنَ هَلْ لَّنَا مِنَ الْاَمْرِ مِنْ شَيْءٍ ۗ قُلْ اِنَّ الْاَمْرَ كُلَّهٗ لِلّٰهِ ۗ يُخْفُوْنَ فِيْٓ اَنْفُسِهِمْ مَّا لَا يُبْدُوْنَ لَكَ ۗ

يَقُولُونَ لَوْ كَانَ لَنَا مِنَ الْأَمْرِ شَيْءٌ مَّا قُتِلْنَا هٰهُنَا ۗ قُل لَّوْ كُنتُمْ فِي بُيُوتِكُمْ لَبَرَزَ الَّذِينَ كُتِبَ عَلَيْهِمُ الْقَتْلُ إِلَىٰ مَضَاجِعِهِمْ ۖ

*(સૂ. આલિ ઈમરાન, આ. ૧૫૪ માંથી)*

અનુવાદ : "અને એક સમૂહ (મુનાફિકોનો) પોતાના જીવનની ચિંતામાં પડયો હતો, જેઓ અલ્લાહ સાથે નાદાનોની ધારણાની જેમ ખોટા તરંગો બાંધતા હતા, તેઓ એમ કહેતા હતા કે શું અમને પણ કંઇ અધિકાર છે ? (હે મુહમ્મદ !) કહી દો, સર્વ અધિકાર અલ્લાહ તઆલાને માટે જ છે. તેઓ પોતાના મનમાં એવી વાતો છુપાવે છે, જેને તમારી આગળ જાહેર કરતા નથી. કહે છે કે જો અમને કંઇ પણ અધિકાર હોત તો અમે અત્રે માર્યા જાત નહીં, તમે કહી દો કે જો તમે પોતાના ઘરોમાં રહયા હોત તો પણ જેમના માટે માર્યા જવું નિર્માણ થઇ ચૂકયું હતું તેઓ પોતાના મરણની જગ્યા ઉપર અવશ્ય નીકળી આવત."

આ જ મુનાફિકોએ ગઝવએ અહઝાબ વખતે કહયું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમને કૈસરો–કિસ્રાના ખઝાનાનો વાયદો કરે છે અને એવું કહી રહયા છે કે અમારી જ જીત હશે. આ બધો દગો અને છળકપટ છે. કુર્આને આ વાતનું વર્ણન કર્યું :

وَإِذْ يَقُولُ الْمُنَافِقُونَ وَالَّذِينَ فِي قُلُوبِهِم مَّرَضٌ مَّا وَعَدَنَا اللَّهُ وَرَسُولُهُ إِلَّا غُرُورًا ﴿١٢﴾

*(સૂ. અહઝાબ, આ. ૧૨)*

અનુવાદ : "અને (આવું ત્યારે થયું હતું) જ્યારે મુનાફિકો તથા જેઓના દિલમાં રોગ છે તેઓ કહેવા લાગ્યા કે અમારી સાથે અલ્લાહ તઆલાએ તથા તેના રસૂલે જે વાયદો કર્યો હતો તે માત્ર ધોકો (દગો) જ હતો."

ગઝવએ ખંદક વખતે આ જ મુનાફિકોએ બહાનું શોધ્યું અને અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહયું કે બનૂ કુરૈઝા કાફિરોની સાથે મળી ગયા છે અને હવે અમારા ઘર સલામત નથી. ભયથી ઘેરાઈ ગયા છે, તેથી આપ અમને અમારા ઘરબાર અને કુટુંબ–કબીલાના રક્ષણનો અધિકાર આપો. આ મુનાફિકોનું એક બહાનું હતું, નહિતર બચાવ (રક્ષણ) માટેની તમામ વ્યવસ્થા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કરી આપી હતી. મુનાફિકોના આ વ્યવહાર વિશે કુર્આન શરીફમાં વર્ણન છે કે,

يَقُوْلُوْنَ اِنَّ بُيُوْتَنَا عَوْرَةٌ ۛ وَمَا هِيَ بِعَوْرَةٍ ۚ اِنْ يُّرِيْدُوْنَ اِلَّا فِرَارًا ۝۱۳

(સૂ. અહઝાબ, આ. ૧૩માંથી)

અનુવાદ : "એટલે તેઓ કહેવા લાગ્યા કે અમારા ઘર ખુલ્લા પડયા છે. જો કે તે ખુલ્લા પડયા નથી, પરંતુ તેઓ માત્ર નાસી છૂટવા ચાહે છે."

મુનાફિકો અલ્લાહના રસૂલ અને અલ્લાહના કલામની મશ્કરી કરતા હતા અને તેને હંસી અને મશ્કરી (ઠઠ્ઠો–મશ્કરી) સમજતા હતા. કુર્આનની અલગ અલગ આયતોમાં તેમના વ્યવહારની નિંદા કરવામાં આવી છે.

મુનાફિકોનો આગેવાન અબ્દુલ્લાહ બિન ઉબય સલૂલના ગુનાહિત અટકચાળાઓને કુર્આને ઠેકઠેકાણે ખુલ્લા પાડયા છે. ગઝવએ બની અલ મુસ્તલક વખતે તેણે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મુહાજિરોને હલકા (અધમ) ગણાવતાં મુનાફિકો અને અન્સારી સહાબીઓને આબરૂદાર કહયા હતા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મુહાજિરીનને મદીનાથી બહાર કાઢી મૂકવા માટે પાકો ઈરાદો કરી લીધો હતો. તેના ઉપર આખી સૂરતુલ મુનાફિકીન ઉતરી. તેણે જ યહૂદ–બની નઝીરની સાથે સાઠગાંઠ કરી તેમને મુસલમાનોનો મુકાબલો કરવા માટે ઉશ્કેર્યા, પોતાની

મદદનો વાયદો કર્યો, પરંતુ વખત આવ્યો ત્યારે મદદ ન કરી. એનું વર્ણન સૂરએ હશ્રના બીજા રુકૂઅની શરૂઆતમાં છે.

સૂરએ બકરહના આખેઆખા બીજા રુકૂઅમાં મુનાફિકોની માનસિકતા, દુર્ગુણો અને આચરણનું સંપૂર્ણ અને સચોટ ચિત્ર ખેંચવામાં આવ્યું છે અને એ હકીકત સ્પષ્ટ કરી દેવામાં આવી છે કે એમણે ઠઠ્ઠા–મશ્કરી અને દગો–છળ અને દ્વેષભાવ અપનાવીને હિદાયતને બદલે ગુમરાહી સ્વીકારી લીધી, જે તેમના માટે સંપૂર્ણ ખોટનો વેપાર છે.

## (૩૯) યહૂદીઓનો રિસાલતનો ઈન્કાર :

રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મબ્ઉસ થયા પહેલાં યહૂદીઓ તીવ્રપણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આગમનની રાહ જોતા હતા. એક અન્સારી સહાબીનું કહેવું છે કે, "ઈસ્લામના ઉદય પહેલાં જ્યારે અમે યહૂદીઓને હરાવતા હતા તો યહૂદીઓ કહેતા હતા કે, "સારું, થોડીક રાહ જુઓ. ટૂંક સમયમાં જ એક પયગમ્બર આવનાર છે, અમે તેની સાથે રહી તમારી સાથે લડીશું અને તમને મારી નાખીશું." *(સીરતે ઈબ્ને હિશામ, બાબ ખબર ઈન્ઝાર યહૂદ બર રસૂલુલ્લાહ).* પછી જ્યારે ઈસ્લામ આવ્યો ત્યારે ઔસ અને ખજરજે સૌથી પહેલાં એને કબૂલ કરી લીધો, પરંતુ યહૂદીઓ ઈસ્લામના વિરોધીઓ બની ગયા અને જે નબીના આગમનની રાહ જોતા હતા તેનો ઈન્કાર કરવા લાગ્યા (જૂઠાડવા લાગ્યા). કુર્આન ફરમાવે છે :

وَلَمَّا جَآءَهُمْ كِتٰبٌ مِّنْ عِنْدِ اللّٰهِ مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ ۙ وَكَانُوْا مِنْ قَبْلُ يَسْتَفْتِحُوْنَ عَلَى الَّذِيْنَ كَفَرُوْا ۚ فَلَمَّا جَآءَهُمْ مَّا عَرَفُوْا كَفَرُوْا بِهٖ ۡ فَلَعْنَةُ اللّٰهِ عَلَى الْكٰفِرِيْنَ ﴿۸۹﴾

*(સૂ. બકરહ, આ. ૮૯)*

અનુવાદ : "અને જ્યારે તેઓની પાસે અલ્લાહના તરફથી એક એવી કિતાબ પહોંચી, જે તેઓની પાસેવાળી કિતાબને સત્ય બતાવે છે અને (બાબત એ છે કે) પ્રથમ તો તેઓ (એ કુર્આનની બરકતથી) કાફિરો ઉપર વિજય માગતા હતા. ફરી જ્યારે તેઓની પાસે તે ચીજ આવી જેને તેઓ (સારી રીતે) ઓળખી ચૂક્યા હતા ત્યારે તેનો ઇન્કાર કરી બેઠા તો એવા કાફિરો ઉપર અલ્લાહની માર (લા'નત) છે.

## (૪૦) દુશ્મનાવટભરી માંગણીઓ અને પ્રશ્નો :

યહૂદીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહયું કે તવરાત હઝરત મૂસા (અલૈ.) પર એક સાથે પૂરેપૂરી ઉતરી હતી. આપ પણ પૂરેપૂરું કુર્આન એક સાથે રજૂ કરો તો અમે માનીશું. આવી રીતે જ આ પહેલાં યહૂદીઓ મૂસા (અલૈ.) સામે પણ આવી જ બેહૂદી અને દુશ્મનાવટભરી માંગણીઓ કરી ચૂક્યા હતા. અલ્લાહને રૂબરૂ જોવા અને વાત કરવા વિશેની માંગણી પણ કરી હતી. કેટલાક યહૂદી સરદારોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે આવી પણ માંગણી કરી હતી કે આપ પણ મૂસા (અલૈ.)ની જેમ આસમાનમાંથી લખેલી કિતાબ લઇ આવો. કુર્આનમાં આવી બેહૂદી વાતોનું વર્ણન અને આપને આશ્વાસન આપવામાં આવ્યું છે :

يَسْـَٔلُكَ اَهْلُ الْكِتٰبِ اَنْ تُنَزِّلَ عَلَيْهِمْ كِتٰبًا مِّنَ
السَّمَآءِ فَقَدْ سَاَلُوْا مُوْسٰۤى اَكْبَرَ مِنْ ذٰلِكَ فَقَالُوْۤا اَرِنَا اللّٰهَ
جَهْرَةً فَاَخَذَتْهُمُ الصّٰعِقَةُ بِظُلْمِهِمْ ۚ (સૂ. નિસાઅ: ૧૫૩માંથી)

અનુવાદ : "(હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) કિતાબવાળાઓ (યહૂદીઓ) તમારાથી એ માંગણી કરે છે કે તેઓની પાસે તમે આકાશથી લખાયેલી એક કિતાબ મંગાવી આવો તો તેઓ મૂસા

પાસે એ કરતાંય મહાન વસ્તુ માગી ચૂક્યા છે. (તેમણે) એમ કહયું હતું કે અમને રૂબરૂમાં અલ્લાહ બતાવો, જેથી તેઓના આ અપમાનને કારણે તેમના ઉપર વીજળી આવી પડી.''

اَمْ تُرِيْدُوْنَ اَنْ تَسْـَٔلُوْا رَسُوْلَكُمْ كَمَا سُئِلَ مُوْسٰى مِنْ قَبْلُ ؕ وَ مَنْ يَّتَبَدَّلِ الْكُفْرَ بِالْاِيْمَانِ فَقَدْ ضَلَّ سَوَآءَ السَّبِيْلِ ﴿۱۰۸﴾

(સૂ. બકરહ, આ. ૧૦૮)

અનુવાદ : ''(હે મુસલમાનો !) શું તમે પણ એ ચાહો છો કે પોતાના રસૂલથી તેવા જ (નકામા) સવાલ કરતા રહો જેવા કે એનાથી પહેલાં મૂસાથી (તેમના ઉમ્મતીઓએ) સવાલો કર્યા હતા અને જે કોઇ ઈમાનને કુફ્રથી બદલી નાખે તો નિઃશંક તે સીધા માર્ગથી ભટકી ગયો.''

## (૪૧) હઝરત જિબ્રઈલ (અલૈ.)થી દુશ્મનાવટ (અદાવત) :

યહૂદીઓના આલિમોનું એક પ્રતિનિધિમંડળ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં ઉપસ્થિત થયું અને જિબ્રઈલ (અલૈ.) વિશે થોડીક ચીઢ સાથે એવું કહેવા લાગ્યું કે, ''જિબ્રઈલ અમારો દુશ્મન છે. અમારી કૌમ ઉપર મુશ્કેલ હુકમો એમના દ્વારા જ આવે છે, તે અઝાબનો ફરિશ્તો છે, રહમત (કૃપા) લાવવી એ તેનું કામ નથી. મીકાઈલ રહમતોની વર્ષાનો ફરિશ્તો છે. જો તે વહી લાવત તો અમે માની લેત.'' વર્તમાન યહૂદીઓ પણ હઝરત મીકાઈલને હઝરત જિબ્રઈલ (અલૈ.)થી ચઢિયાતા માને છે.

જો કે આ દષ્ટિબિંદુ નુસૂસ (ઈસ્લામના પ્રત્યક્ષ આદેશોથી વિરુદ્ધનો છે. તમામ ફરિશ્તાઓમાં સૌથી શ્રેષ્ઠ જિબ્રઈલ (અલૈ.) છે. કુર્આનમાં અવતરણ છે કે,

قُلْ مَنْ كَانَ عَدُوًّا لِّجِبْرِيلَ فَإِنَّهُ نَزَّلَهُ عَلَىٰ قَلْبِكَ بِإِذْنِ اللَّهِ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ وَهُدًى وَبُشْرَىٰ لِلْمُؤْمِنِينَ ﴿٩٧﴾ مَن كَانَ عَدُوًّا لِّلَّهِ وَمَلَائِكَتِهِ وَرُسُلِهِ وَجِبْرِيلَ وَمِيكَالَ فَإِنَّ اللَّهَ عَدُوٌّ لِّلْكَافِرِينَ ﴿٩٨﴾

(સૂ. બકરહ, આ. ૯૭–૯૮)

અનુવાદ : "(હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) જે કોઇ જિબ્રઈલનો દુશ્મન હોય તેને કહી દો (કે કુર્આનનું નકાર કરવાનું શું કારણ ?) કેમ કે તેણે તો આ (કુર્આન)ને તમારા દિલ ઉપર અલ્લાહના હુકમથી ઉતાર્યું છે, જે પોતાની આગલી (આકાશી) કિતાબોને સત્ય બતાવે છે. વળી, તે હિદાયત છે અને ઈમાનવાળાઓને ખુશખબરી આપે છે, જે કોઇ અલ્લાહ અને તેના ફરિશ્તા તથા તેના રસૂલો અને જિબ્રઈલ (અલૈ.) તેમજ મીકાઈલ (અલૈ.)નો દુશ્મન હોય તો અલ્લાહ તેવા કાફિરોનો દુશ્મન છે."

## (૪૨) અલ્લાહ સાથે સીધેસીધી વાતચીત કરવાની બેહૂદી (નકામી) માંગણી :

કેટલાક માર્ગ ભટકેલ અને બદઈરાદો ધરાવતા યહૂદીઓ અને ઈસાઈઓ અને અજ્ઞાની મુશરિકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે એવી માંગણી કરતા હતા કે "જો અલ્લાહ તમારાથી વાતચીત કરી શકે છે અને પાછલા નબીઓ સાથે આવું કરી ચૂક્યો છે તો તે (અલ્લાહ) અમારાથી કેમ વાત નથી કરતો ? અમે પણ માણસ જ છીએ ને ! જો તમે અલ્લાહના રસૂલ છો તો અલ્લાહને કહો કે અમારી સાથે સીધેસીધી (રૂબરૂ) વાતચીત કરે." કુર્આને આ ઘટનાને આવી રીતે વર્ણવી છે :

وَ قَالَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ لَوْ لَا يُكَلِّمُنَا اللّٰهُ اَوْ تَاْتِيْنَاۤ اٰيَةٌ ؕ كَذٰلِكَ قَالَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ مِّثْلَ قَوْلِهِمْ ؕ تَشَابَهَتْ قُلُوْبُهُمْ ؕ قَدْ بَيَّنَّا الْاٰيٰتِ لِقَوْمٍ يُّوْقِنُوْنَ ﴿۱۱۸﴾

(સૂ. બકરહ, આ. ૧૧૮)

અનુવાદ : "અને તે (મુશરિક) લોકો જેઓ કંઇ જાણતા નથી એમ કહે છે કે અલ્લાહ અમારાથી કેમ વાતો કરતો નથી ? અથવા અમારી પાસે (રિસાલતની) કોઇ નિશાની કેમ આવતી નથી ? એ જ પ્રમાણે જે (જાહિલ) લોકો એમના પહેલાં થઇ ચૂક્યા છે તેઓ પણ એમના જેવા જ બોલ બોલતા હતા, તે સૌના દિલ (કુફ્ર અને દુશ્મનીમાં) એકસરખા જ છે. બેશક, જે લોકો યકીન રાખે છે તેમના માટે સ્પષ્ટ દલીલો અમે વર્ણવી ચૂક્યા છીએ."

## (૪૩) યહૂદિય્યત અને ઈસાઈય્યતનું આમંત્રણ :

યહૂદીઓ અને ઈસાઈઓ મુસલમાનોને અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહેતા હતા કે અમે જ હક ઉપર છીએ. તમે અમારા ધર્મને અનુસરશો તો જ હિદાયતને પામી શકશો. તેઓ કુર્આનની હિદાયતથી પ્રભાવિત થવાને બદલે દુશ્મનીમાં આવીને મુસલમાનોને યહૂદિય્યત (યહૂદીઓનો ધર્મ અપનાવવાનું) અને ઈસાઈય્યત (ખ્રિસ્તી ધર્મ અપનાવવા)નું આમંત્રણ આપતા હતા. કુર્આન ફરમાવે છે :

وَ قَالُوْا كُوْنُوْا هُوْدًا اَوْ نَصٰرٰى تَهْتَدُوْا ؕ قُلْ بَلْ مِلَّةَ اِبْرٰهٖمَ حَنِيْفًا ؕ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۱۳۵﴾ (સૂ. બકરહ : ૧૩૫)

અનુવાદ : "અને તેઓ (મુસલમાનો)ને કહે છે કે તમે લોકો યહૂદી

કે ખ્રિસ્તી થઇ જાઓ તો તમે ખરો માર્ગ મેળવશો. (હે રસૂલ !) તમે કહી દો કે કદી નહીં, બલકે અમે તો (ઇબ્રાહીમનો રસ્તો–ઇસ્લામ) લીધેલ છે, જે તદ્દન સીધો છે અને તે (ઇબ્રાહીમ અલૈ.) મુશરિકો માંહેના ન હતા.''

وَلَنْ تَرْضٰى عَنْكَ الْيَهُوْدُ وَلَا النَّصٰرٰى حَتّٰى تَتَّبِعَ مِلَّتَهُمْ ؕ قُلْ اِنَّ هُدَى اللّٰهِ هُوَ الْهُدٰى ؕ وَلَئِنِ اتَّبَعْتَ اَهْوَآءَهُمْ بَعْدَ الَّذِىْ جَآءَكَ مِنَ الْعِلْمِ ۙ مَا لَكَ مِنَ اللّٰهِ مِنْ وَّلِىٍّ وَّلَا نَصِيْرٍ ﴿۱۲۰﴾

*(સૂ. બકરહ, આ. ૧૨૦)*

અનુવાદ : "અને આ યહૂદીઓ તથા ઈસાઈઓ તમારાથી હરગિઝ (કદી પણ) રાજી થશે નહીં, જ્યાં સુધી કે તમે તેઓના (ખોટા) ધર્મને તાબે નહીં થાઓ. (હે નબી !) તમે કહી દો કે જે માર્ગ અલ્લાહ તઆલાએ બતાવ્યો છે તે જ ખરો માર્ગ છે અને વહી (દ્વારા) તમારી પાસે ઇલ્મ આવ્યા પછી પણ જો તમે તેઓની ઇચ્છાઓને આધિન થશો તો તમને અલ્લાહથી બચાવનાર કોઈ દોસ્ત કે મદદગાર નીકળશે નહિ.''

## (૪૪) કિબ્લહની બદલી :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હિજરત પછી સોળથી સત્તર મહિના સુધી નમાઝ પઢતી વખતે પોતાનો ચહેરો બયતુલ મુકદસ તરફ રાખ્યો. એના પહેલાં મક્કામાં પણ થોડાક સમય સુધી એ જ કિબ્લહ હતો, પરંતુ પછી હિજરતના સોળ કે સત્તરમા મહિનામાં આપને કિબ્લહ બદલવાનો હુકમ થયો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કા'બતુલ્લાહની તરફ ચહેરો રાખીને નમાઝ પઢવા લાગ્યા. યહૂદીઓનો કિબ્લહ બયતુલ મુકદસ હતો. તેમને આ ફેરફારનો હુકમ પસંદ ન પડયો. તેઓ પહેલાંથી જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દુશ્મન તો

હતા જ, હવે તેમની દુશ્મની (અદાવત)માં વધારો થયો. તેઓએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર વાંધા વચકા કરવાનું શરૂ કર્યું અને કિબ્લહ બદલવા માટેના કારણો પૂછવા લાગ્યા. મુનાફિકો પણ એમના ટેકેદાર હતા. કુર્આન શરીફમાં આ સ્થિતિનું વર્ણન કંઇક આવી રીતે કર્યું છે :

سَيَقُوْلُ السُّفَهَآءُ مِنَ النَّاسِ مَا وَلّٰىهُمْ عَنْ قِبْلَتِهِمُ الَّتِىْ كَانُوْا عَلَيْهَا ؕ قُلْ لِّلّٰهِ الْمَشْرِقُ وَ الْمَغْرِبُ ؕ يَهْدِىْ مَنْ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۱۴۲﴾ وَ كَذٰلِكَ جَعَلْنٰكُمْ اُمَّةً وَّسَطًا لِّتَكُوْنُوْا شُهَدَآءَ عَلَى النَّاسِ وَ يَكُوْنَ الرَّسُوْلُ عَلَيْكُمْ شَهِيْدًا ؕ وَ مَا جَعَلْنَا الْقِبْلَةَ الَّتِىْ كُنْتَ عَلَيْهَآ اِلَّا لِنَعْلَمَ مَنْ يَّتَّبِعُ الرَّسُوْلَ مِمَّنْ يَّنْقَلِبُ عَلٰى عَقِبَيْهِ ؕ

*(સૂ. બકરહ, આ. ૧૪૨–૧૪૩)*

અનુવાદ : "હવે તો આ ઓછી બુદ્ધિવાળા જરૂર કહેશે કે મુસલમાનોને તેમના કિબ્લહ (બયતુલ મુકદસ) જેની તરફ તેઓ (પહેલાં) નમાઝ પઢતા હતા, તેનાથી તેઓને કઇ વાતે (બીજી દિશા તરફ) ફેરવી દીધા ? (હે મુહમ્મદ !) કહો કે પૂર્વ અને પશ્ચિમ સર્વ અલ્લાહના જ છે. અલ્લાહ ચાહે તેને પોતાની કૃપાથી આ માર્ગે ચલાવે છે અને (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મત !) એ જ પ્રમાણે અમે તમને (દરેક રીતે) સર્વોત્તમ ઉમ્મત બનાવી કે જેથી તમે (કાફિર) લોકો ઉપર સાક્ષી થાઓ અને (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રસૂલ તમારા માટે સાક્ષી થાય અને (હે મુહમ્મદ !) જે કિબ્લહ (બયતુલ મુકદસ) તરફ તમે હતા તેને અમે મુકર્રર (નક્કી) કર્યો ન હતો, પરંતુ એટલા જ માટે કે રસૂલના

તાબે કોણ રહે છે અને પાછા પગે કોણ ફરી જાય છે ? તેને અમે જાણી લઈએ." અને એ રીતે અલ્લાહે બયતુલ મુકદસને પ્રથમ કિબ્લહ બનાવીને મૂર્તિપૂજક કાફિરોને હકપરસ્તો (અલ્લાહની બંદગી કરનારાઓ)થી અલગ કરી દીધા અને પછી કા'બાને કાયમી કિબ્લહ બનાવીને બનૂ ઈસ્રાઈલના ઈન્કાર કરનારાઓને જુદા તારવી નાખ્યા, જેથી રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે એક જ અલ્લાહના પૂર્ણ બંદાઓ (સંપૂર્ણપણે માનનારાઓ) મુઅમિનો જ બાકી રહે. આનું પરિણામ એ આવ્યું કે કિબ્લહના ફેરબદલ પછી ઘણાં બધા મુનાફિકો ખુલ્લી રીતે કાફિર થઇ ગયા અને તેમનું કુફ્ર જાહેર થઇ ગયું.

## (૪૫) હઝરત ઈબ્રાહીમ (અલૈ.) મુસ્લિમ હતા :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કેટલાક યહૂદી સરદારોને અલ્લાહના એક હોવાની દા'વત આપી. એના વિશે એક યહૂદીએ પૂછયું કે આપ કયા ધર્મ (દીન) ઉપર છો ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે "હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લત અને ધર્મ (દીન) ઉપર છું." આ સાંભળી યહૂદીએ કહ્યું કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તો યહૂદી હતા." આના જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "તવરાતને મધ્યસ્થી બનાવીને કહો કે ઈબ્રાહીમ (અલૈ.) યહૂદી હતા કે નહીં" પરંતુ યહૂદીઓએ તવરાતને મધ્યસ્થી બનાવવાની ના પાડી દીધી. આવી જ વાતો ખ્રિસ્તીઓએ પણ કરી હતી. એ વિશે કુર્આને કરીમની આ આયતો દલીલ રજૂ કરે છે :

يَٰٓأَهۡلَ ٱلۡكِتَٰبِ لِمَ تُحَآجُّونَ فِيٓ إِبۡرَٰهِيمَ وَمَآ أُنزِلَتِ

ٱلتَّوۡرَىٰةُ وَٱلۡإِنجِيلُ إِلَّا مِنۢ بَعۡدِهِۦٓۚ أَفَلَا تَعۡقِلُونَ ⑮ هَٰٓأَنتُمۡ

هٰۤاَنْتُمْ هٰۤؤُلَآءِ حَاجَجْتُمْ فِيْمَا لَكُمْ بِهٖ عِلْمٌ فَلِمَ تُحَآجُّوْنَ فِيْمَا لَيْسَ لَكُمْ بِهٖ عِلْمٌ ؕ وَ اللّٰهُ يَعْلَمُ وَ اَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿۶۶﴾ مَا كَانَ اِبْرٰهِيْمُ يَهُوْدِيًّا وَّلَا نَصْرَانِيًّا وَّلٰكِنْ كَانَ حَنِيْفًا مُّسْلِمًا ؕ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۶۷﴾ اِنَّ اَوْلَى النَّاسِ بِاِبْرٰهِيْمَ لَلَّذِيْنَ اتَّبَعُوْهُ وَ هٰذَا النَّبِيُّ وَ الَّذِيْنَ اٰمَنُوْا ؕ وَ اللّٰهُ وَلِيُّ الْمُؤْمِنِيْنَ ﴿۶۸﴾

*(સૂ. આલિ ઇમરાન, આ. ૬૫ થી ૬૮)*

અનુવાદ : "હા, તમે તે જ લોકો છો કે જે (વાતમાં તમારી કિતાબોથી નબીના વર્ણનની) તમને કંઈક ખબર હતી. તેમાં તો તમે (નાહકનો) ઝઘડો કરો છો ? અને (ઇબ્રાહીમના દીનને) અલ્લાહ જાણે છે, પરંતુ તમે નથી જાણતા. (લો સાંભળો !) ઇબ્રાહીમ ન તો યહૂદી હતા, ન ખ્રિસ્તી હતા, પરંતુ તે સીધા માર્ગવાળા (એટલે) ઇસ્લામવાળા હતા. તેમ તે મુશરિકો માંહેના (પણ) ન હતા. બેશક, સર્વ લોકોમાં ઇબ્રાહીમ (અલૈ.) સાથે (ધાર્મિક) વધુ સંબંધ તે લોકોનો હતો, જેઓ તેના અનુયાયી હતા અને (ખાસ કરીને) આ નબીનો તથા આ નબી પર જે લોકો ઇમાન લાવ્યા તેમનો છે અને અલ્લાહ મુસલમાનોનો મદદગાર છે."

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ الْكِتٰبِ يُدْعَوْنَ اِلٰى كِتٰبِ اللّٰهِ لِيَحْكُمَ بَيْنَهُمْ ثُمَّ يَتَوَلّٰى فَرِيْقٌ مِّنْهُمْ وَهُمْ مُّعْرِضُوْنَ ﴿۲۳﴾

*(સૂ. આલિ ઇમરાન, આ. ૨૨)*

અનુવાદ : "(હે નબી !) શું આપે તે લોકોને નથી જોયા કે જેઓને

કિતાબ (તવરાત)નો એક (મોટો) ભાગ આપવામાં આવ્યો (પછી) તેઓને અલ્લાહની કિતાબ (તવરાત) તરફ એ હેતુથી બોલાવવામાં આવે છે કે તે જ (તવરાત) તેઓની વચ્ચે ચુકાદો કરે તે પછી (પણ) તેમના અંદરના કેટલાક બેદરકારી કરી વિમુખ થાય છે.''

## (૪૧) જિહાદની પરવાનગી :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મક્કી જીવન દરમ્યાન લગભગ સિત્તેર આયતોમાં કાફિરોની હરકતો ઉપર સબર કરવાનો અને એમની સાથે લડાઇ ન કરવાના હુકમો ઉતર્યા છે, પરંતુ મદીનાની હિજરત પછી (જે ફક્ત અને ફક્ત શાંત અને સલામત માહોલમાં દા'વતના કાફલાને ઝડપી બનાવવા અને કેવળ ઇસ્લામી રાજ્ય (સ્ટેટ) અને સમાજની રચના કરવા માટે કરવામાં આવી હતી), પણ જ્યારે કાફિરોએ ચેન લેવા ન દીધું અને મુસલમાનોને મુકાબલાની અને હુમલો કરવાની ધમકીઓ આપી અને મદીનામાં એટલો બધો ભય વધી ગયો કે ચોકીદાર સહાબાઓની નિમણૂક કરવી પડી. તે પછી અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અને મુસલમાનોને જિહાદની પરવાનગી (રજા) આપી અને એનો હેતુ અસત્યને મૂળમાંથી ઉખેડી નાખવાનો અને હકનું પ્રભુત્ત્વ પ્રસ્થાપિત કરવાનો હતો. આ પરવાનગીથી એ મુસલમાનોની ઇચ્છા પણ પૂર્ણ થઇ ગઇ, જેઓ મક્કામાં રહેઠાણના આખરી દિવસોમાં કાફિરોના બેહદ ઝુલ્મો–સિતમથી પરેશાન થઇને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે લડાઇ કરવાની રજા માગી ચૂક્યા હતા, પરંતુ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને સબ્ર કરવા માટેની તાકીદ કરી હતી. હિજરત સમયે ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું કે આ ખરાબ ઇરાદાવાળા લોકોએ (સંપ્રદાયે) પોતાના નબીને હદપાર કર્યો–દેશવટો આપ્યો છે. હવે તેમનો વિનાશ થવામાં છે. છેવટે મદીના પહોંચતાં જિહાદનો

હુકમ આવી જ ગયો. ફરમાવવામાં આવ્યું :

أُذِنَ لِلَّذِيْنَ يُقٰتَلُوْنَ بِاَنَّهُمْ ظُلِمُوْا ؕ وَ اِنَّ اللّٰهَ عَلٰى نَصْرِهِمْ لَقَدِيْرُ ۙ﴿۳۹﴾ اَلَّذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ بِغَيْرِ حَقٍّ اِلَّاۤ اَنْ يَّقُوْلُوْا رَبُّنَا اللّٰهُ ؕ وَلَوْلَا دَفْعُ اللّٰهِ النَّاسَ بَعْضَهُمْ بِبَعْضٍ لَّهُدِّمَتْ صَوَامِعُ وَبِيَعٌ وَّ صَلَوٰتٌ وَّ مَسٰجِدُ يُذْكَرُ فِيْهَا اسْمُ اللّٰهِ كَثِيْرًا ؕ وَلَيَنْصُرَنَّ اللّٰهُ مَنْ يَّنْصُرُهٗ ؕ اِنَّ اللّٰهَ لَقَوِىٌّ عَزِيْزٌ ﴿۴۰﴾ اَلَّذِيْنَ اِنْ مَّكَّنّٰهُمْ فِى الْاَرْضِ اَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ وَاَمَرُوْا بِالْمَعْرُوْفِ وَنَهَوْا عَنِ الْمُنْكَرِ ؕ وَلِلّٰهِ عَاقِبَةُ الْاُمُوْرِ ﴿۴۱﴾

(સૂ. હજ્જ, આ. ૩૯–૪૦–૪૧)

અનુવાદ : "જે લોકો સાથે કાફિરો લડે છે તેમને (હવે લડાઇની) છૂટ મળી, કારણ કે તેમના ઉપર ઝુલ્મ કરવામાં આવ્યો છે અને બેશક, અલ્લાહ તેઓની મદદ કરવાને સર્વશક્તિમાન છે. આ તે લોકો છે કે જેમને તેમના ઘરોમાંથી વિના કારણે કાઢી મૂકવામાં આવ્યા, માત્ર આટલી જ વાત પર કે અમારો પરવરદિગાર અલ્લાહ છે અને જો અલ્લાહ લોકોને એકબીજાથી હટાવતો ન રહે તો (રાહિબોના) મઠ અને (ઇસાઇઓના) ચર્ચ તથા (યહૂદીઓના) ઇબાદતખાના અને (મુસલમાનોની) મસ્જિદો જેમાં અલ્લાહનું નામ ઘણું લેવામાં આવે છે તે બધા જ તોડી પાડવામાં આવ્યા હોત અને જે કોઇ અલ્લાહ(ના દીન)ની મદદ કરશે તેની અલ્લાહ જરૂર સહાય કરશે. બેશક, અલ્લાહ બળવાન અને જોરાવર છે. આ એવા લોકો છે કે જો અમે તેમને દુનિયામાં સત્તા આપીએ તો તેઓ નમાઝની પાબંદી કરે

તથા ઝકાત આપતા રહે અને (અન્યોને) પણ ભલા કામનો હુકમ કરે, તેમજ બુરા કામથી રોકતા રહે અને બધા જ કામોનું પરિણામ તો અલ્લાહ તઆલાના જ અધિકારમાં છે.''

આ જ જિહાદનો હુકમ આ આયતમાં પણ આપવામાં આવ્યો :

وَقَاتِلُوهُمْ حَتَّىٰ لَا تَكُونَ فِتْنَةٌ وَيَكُونَ الدِّينُ كُلُّهُ لِلَّهِ ۚ

*(સૂ. અન્ફાલ, આ. ૩૯માંથી)*

અનુવાદ : ''અને (હે મુસ્લિમો !) તમે (અરબના) કાફિરો સાથે ત્યાં સુધી લડો કે કંઇ ફિત્નો બાકી રહે નહી અને બધો જ હુકમ અલ્લાહનો જ થઇ જાય.''

## (૪૭) યહૂદ બનૂ કૈનકાઅ્ની હઠધર્મી :

ગઝવએ બદ્રમાં મુસલમાનોના સ્પષ્ટ વિજય પછી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મદીનાના યહૂદી ખાનદાન ''બનૂ કૈનકાઅ્''ને ખુલ્લમ ખુલ્લી આ શિખામણ આપી કે તમે ઈસ્લામ ધર્મ અંગીકાર કરી લો, નહિતર જે અપમાનનો સામનો મક્કાના કાફિરોએ કર્યો છે તે જ સામનો તમારે પણ કરવો પડશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ શિખામણ પાછળનો મૂળ આશય હકીકતમાં એ હતો કે કૈનકાઅ્ની એ અવળચંડાઈઓ કે જે બદ્રના ગઝવહની પહેલાંથી સમાધાનની વિરુદ્ધ ઈસ્લામ અને મુસલમાનોની દુશ્મનીમાં પ્રસંગોપાત જણાઇ આવતી હતી, પછી જ્યારે તેઓએ રૂબરૂ સામે આવીને મુસલમાનોની મશ્કરી કરવાનું અને મુસલમાન સ્ત્રીઓની પજવણી કરવાનું શરૂ કર્યું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને ધમકાવ્યા અને ડરાવ્યા, પરંતુ તેઓ તો વધારે અકડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! તમે કુરૈશના બિનઅનુભવી અને

અજ્ઞાની લોકોને મારી નાખ્યા એનાથી એવા વહેમમાં ન રહો કે તેઓ તો લડાઈ કરવાથી અજાણ હતા. તેમનામાં લડાઈ લડવાની ત્રેવડ ન હતી. જો અમારાથી તમારી લડાઈ થશે ત્યારે તમને ખબર પડશે કે કયા મર્દથી પાલો પડયો છે. બનૂ કૈનકાઅ્ની આ સ્પષ્ટ જાહેરાત પછી કેટલીક વધારે ઉદ્ધતાઈઓ થતી રહી. એક યહૂદી સોનીએ એક અરબ સ્ત્રી સાથે અસભ્ય વર્તન કર્યું. એક મુસલમાને તે યહૂદી સોની ઉપર હુમલો કર્યો અને તેને મારી નાખ્યો. તેના જવાબમાં યહૂદીઓએ એ મુસલમાનને મારી નાખ્યો. આથી મુસલમાનના કુટુંબીજનો લડવા માટે તૈયાર થઈ ગયા, જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બનૂ કૈનકાઅ્ કબીલાને ઘેરી લીધું. આ ઘેરો પંદર દિવસ સુધી રહયો. બનૂ કૈનકાઅ્એ હાર સ્વીકારી લીધી અને તેમને દેશનિકાલ કરવામાં આવ્યા. હદપાર કરવામાં આવ્યા. આ પ્રસંગ શવ્વાલ હિજરી–૨ નો છે. કુર્આન શરીફે બનૂ કૈનકાઅ્ને જવાબ આપ્યો :

قُلْ لِّلَّذِيْنَ كَفَرُوْا سَتُغْلَبُوْنَ وَ تُحْشَرُوْنَ اِلٰى جَهَنَّمَ ؕ وَ بِئْسَ الْمِهَادُ ⑫

*(સૂ. આલિ ઈમરાન, આ. ૧૧)*

અનુવાદ : “હે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આ ઈન્કાર કરનારાઓને (આ પણ) કહી દો કે હવે (દુનિયામાં પણ મુસ્લિમોના હાથે) તમારો પરાજય થશે. વળી, (આખિરતમાં) તમે દોઝખ તરફ હાંકી લઈ જવામાં આવશો અને તે બહુ ખરાબ રહેઠાણ છે.” ત્યાર પછી તેમને બદ્રની લડાઈ અને કાફિરોના પરાજયનો કિસ્સો સંભળાવવામાં આવ્યો છે.

## (૪૮) સવારે ઈમાન–સાંજે કુફ્ર :

મદીનાના યહૂદીઓએ એવું છળ પણ કર્યું કે કેટલાક યહૂદીઓ સવારે જઈને ઈસ્લામ કબૂલ કર્યા અંગેની જાહેરાત કરે અને પછી સૂર્યાસ્ત પહેલાં મુર્તદ–ઈસ્લામથી વિમુખ થઈ જાય અને પોતાની વિમુખતાના કારણમાં રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મુસલમાનોની

ખરાબીઓ બતાવે. આવું કરવાથી ઈસ્લામનું જોર ઓછું થશે. ઘણા મુસલમાનો મુર્તદ થઇ જશે અને બિનમુસ્લિમો ઈસ્લામથી દૂર ભાગશે મુનાફિકત (બહુમુખીયાપણું) અને છળના આવા દષ્ટાંતોથી યહૂદીઓ અને ક્રિશ્ચિયનોનો ઈતિહાસ પ્રથમથી આજ દિન સુધી ભર્યો પડયો છે. કુર્આન શરીફમાં આ પ્રસંગનું વર્ણન કરવામાં આવ્યું છે :

وَقَالَتْ طَّآئِفَةٌ مِّنْ اَهْلِ الْكِتٰبِ اٰمِنُوْا بِالَّذِيْٓ اُنْزِلَ عَلَى الَّذِيْنَ اٰمَنُوْا وَجْهَ النَّهَارِ وَاكْفُرُوْٓا اٰخِرَهٗ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ۝

(સૂ. આલિ ઈમરાન, આ. ૭૧)

અનુવાદ : "અને અહલે કિતાબ (કિતાબવાળાઓ)માંથી કેટલાક લોકોએ એમ પણ કહયું કે મુસલમાનો પર જે (કુર્આન) ઉતારવામાં આવ્યું છે તેને દહાડો ચઢતાં માની લો અને (ફરી) તે જ દિવસની આખરમાં ઈન્કાર કરી દો, જેથી તે મુસલમાનો પણ (કદાચ તમારી સાથે પોતાના ધર્મથી) ફરી બેસે."

## (૪૯) એકતાને છિન્નભિન્ન કરવાનું ષડ્યંત્ર :

"શમાસ બિન કૈસ" નામનો એક યહૂદી ખૂબ જ દ્વેષ રાખવાવાળો અને ઈર્ષ્યાળુ સ્વભાવનો હતો. તેણે મુસલમાનોના સંગઠનને છિન્નભિન્ન કરવાનું ષડ્યંત્ર રચવાનું શરૂ કર્યું. ઔસ અને ખજરજ જેવા પરસ્પર એકબીજા સાથે લડવાવાળા કબીલાઓ ઈસ્લામની બરકતના કારણે દૂધમાં ખાંડ ભળે તેમ એકબીજામાં ભળી ગયા હતા અને બે શરીર એક આત્માની જેમ એક થઇ ગયા હતા. તેમનામાં મૂર્ખતાભરી રીતે પક્ષપાત પેદા કરવાનો આ જ શમાસે એક વાર પ્રયત્ન કર્યો. ઘમંડી શાયરીઓ બોલ્યો અથવા તો બોલાવવામાં આવી, જેથી ઔસ અને ખજરજ કબીલાઓમાં એક બીજાની વિરુદ્ધમાં ઉશ્કેરાટની લાગણી પેદા થઇ અને એકબીજા સામે તલવારો

ખેંચાઈ. (તેઓ એકબીજા સાથે લડવા તૈયાર થઇ ગયા). આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખબર પડી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પધાર્યા અને ફરમાવ્યું, "હે મુસલમાનોના ટોળાઓ ! અલ્લાહથી ડરો. અલ્લાહે તમને ઈસ્લામની હિદાયત આપી, અજ્ઞાનતાને નેસ્તનાબૂદ કરી, કુફ્થી બચાવ્યા. તમારા દિલોને જોડી દીધા. હું તમારી વચ્ચે જીવિત છું—મૌજૂદ છું તો પછી આ મૂર્ખતાપૂર્ણ દુશ્મનાવટનો ના'રો શું છે ?" તેથી બધાએ તૌબા કરી લીધી, શરમાયા અને એકબીજાને ભેટી પડયા અને રડવા લાગ્યા. કુર્આન આને નોંધીને ફરમાવે છે :

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنْ تُطِيْعُوْا فَرِيْقًا مِّنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ يَرُدُّوْكُمْ بَعْدَ اِيْمَانِكُمْ كٰفِرِيْنَ ۝١٠٠ وَكَيْفَ تَكْفُرُوْنَ وَاَنْتُمْ تُتْلٰى عَلَيْكُمْ اٰيٰتُ اللّٰهِ وَفِيْكُمْ رَسُوْلُهٗ ۭ وَمَنْ يَّعْتَصِمْ بِاللّٰهِ فَقَدْ هُدِيَ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۝١٠١ يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ حَقَّ تُقٰتِهٖ وَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ مُّسْلِمُوْنَ ۝١٠٢ وَاعْتَصِمُوْا بِحَبْلِ اللّٰهِ جَمِيْعًا وَّلَا تَفَرَّقُوْا ۠ وَاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ كُنْتُمْ اَعْدَاۗءً فَاَلَّفَ بَيْنَ قُلُوْبِكُمْ فَاَصْبَحْتُمْ بِنِعْمَتِهٖٓ اِخْوَانًا ۚ وَكُنْتُمْ عَلٰي شَفَا حُفْرَةٍ مِّنَ النَّارِ فَاَنْقَذَكُمْ مِّنْهَا ۭ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَهْتَدُوْنَ ۝١٠٣

*(સૂ. આલિ ઈમરાન, આ. ૯૯ થી ૧૦૩)*

અનુવાદ : "હે ઈમાનવાળાઓ ! જો તમે અહલે કિતાબના કોઈપણ ટોળાની વાત માનશો તો તે તમને ઈમાન લાવ્યા બાદ પાછા કાફિર બનાવી

દેશો અને તમે કેવી રીતે કુફ્ર કરવા લાગશો અને સ્થિતિ એ છે કે તમને તો અલ્લાહના હુકમો પછી સંભળાવવામાં આવે છે અને (વળી) તમારા માંહે અલ્લાહનો રસૂલ મવજૂદ છે અને જે કોઇ અલ્લાહ (ના દીન)ને મજબૂત પકડે છે, તો તેને જરૂર સીધા માર્ગની હિદાયત કરવામાં આવે છે. હે ઇમાનવાળાઓ ! અલ્લાહથી ડરવાનો જે પ્રમાણે હક છે તે પ્રમાણે ડરો અને ઇસ્લામના સિવાય બીજી કોઇ હાલતમાં પ્રાણ આપશો નહી અને સર્વે એકત્ર થઇ અલ્લાહ(ના દીન)ની રસ્સીને મજબૂત પકડી રાખો અને એકબીજાથી છૂટા પડો નહીં તથા તમારા ઉપર અલ્લાહનો જે ઉપકાર છે તેને યાદ કરો કે જ્યારે તમો (એકબીજાના) દુશ્મન હતા, ત્યાર પછી અલ્લાહે તમારા દિલોમાં પ્રેમ રેડયો તો હવે તેની કૃપાથી તમે ભાઇ–ભાઇ બની ગયા અને (જો કે) તમે દોઝખના એક ખાડાને કિનારે પહોંચી ગયા હતા, છતાં અલ્લાહે તમને તેનાથી ઉગાર્યા. એવી જ રીતે અલ્લાહ પોતાના હુકમોને સ્પષ્ટ રીતે વર્ણવે છે, જેથી તમે સીધી રાહ ઉપર કાયમ રહો.''

وَاَلَّفَ بَيْنَ قُلُوْبِهِمْ ۭ لَوْ اَنْفَقْتَ مَا فِي الْاَرْضِ جَمِيْعًا مَّآ اَلَّفْتَ بَيْنَ قُلُوْبِهِمْ وَلٰكِنَّ اللّٰهَ اَلَّفَ بَيْنَهُمْ ۭ اِنَّهٗ عَزِيْزٌ حَكِيْمٌ ۝٦٣

*(સૂ. અન્ફાલ, આ. ૬૩)*

અનુવાદ : "અને અલ્લાહે (એ હેતુથી) તેઓના દિલોને જોડી દીધા. (તેઓના દિલોમાં પ્રેમ ઉતાર્યો). જો તમે સર્વ જગતનું બધું જ ધન ખર્ચી નાખત તો પણ તેઓના દિલોને જોડી શકત નહીં, પરંતુ અલ્લાહે જ તેઓમાં પ્રેમ ઉતાર્યો–એકતા પેદા કરી. (ખરેખર, તે અલ્લાહ ખૂબ પ્રભુત્ત્વશાળી અને તત્ત્વદર્શી છે)."

## (૫૦) યહૂદીઓની અદાવત :

ઔસ અને ખજરજના મુસલમાનોનો મેળમિલાપ (સંબંધ) ત્યાંના

યહૂદીઓ સાથે અજ્ઞાનતાના સમયથી જૂનો અને મજબૂત હતો. આ સંબંધોને ઈસ્લામ પછી પણ મુસલમાનોએ નિભાવ્યા, પરંતુ બીજી તરફ મુસલમાનોએ ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો હોવાથી આ યહૂદીઓ તેમનાથી ઈર્ષ્યા રાખતા હતા–ષડ્યંત્ર રચતા હતા. બાહ્યરૂપે તો સંબંધો હતા, પરંતુ તેમના દિલોમાં દુશ્મનાવટ પ્રસરી ગઇ હતી. જાહેરી સંબંધો દ્વારા તેઓ મુસલમાનોના ભેદો જાણવા અને તેમનામાં ફિત્નો ફેલાવવા માગતા હતા. એટલા માટે અલ્લાહ તઆલાએ કુર્આન શરીફમાં દીને ઈસ્લામને માનવાવાળાઓને યહૂદીઓની આ કપટવૃત્તિ અને મુનાફકત–દગાબાજી બહુમુખીપણા (બન્ને બાજુ ઢોલકી વગાડવાની આદત)થી સાવધાન રહેવાની તાકીદ કરી છે :

يَاأَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَتَّخِذُوا بِطَانَةً مِّن دُونِكُمْ لَا يَأْلُونَكُمْ خَبَالًا وَدُّوا مَا عَنِتُّمْ قَدْ بَدَتِ الْبَغْضَاءُ مِنْ أَفْوَاهِهِمْ وَمَا تُخْفِي صُدُورُهُمْ أَكْبَرُ قَدْ بَيَّنَّا لَكُمُ الْآيَاتِ إِن كُنتُمْ تَعْقِلُونَ ﴿١١٨﴾ هَاأَنتُمْ أُولَاءِ تُحِبُّونَهُمْ وَلَا يُحِبُّونَكُمْ وَتُؤْمِنُونَ بِالْكِتَابِ كُلِّهِ وَإِذَا لَقُوكُمْ قَالُوا آمَنَّا وَإِذَا خَلَوْا عَضُّوا عَلَيْكُمُ الْأَنَامِلَ مِنَ الْغَيْظِ قُلْ مُوتُوا بِغَيْظِكُمْ إِنَّ اللَّهَ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ﴿١١٩﴾

*(સૂ. આલિ ઈમરાન, આ. ૧૧૮–૧૧૯)*

અનુવાદ : "હે લોકો ! જેઓ ઈમાન લાવ્યા છો તમારા પોતાના લોકો સિવાય બીજાઓને તમારા રહસ્યમાં ભાગીદાર ન બનાવો, તેઓ

તમને નુકસાન પહોંચાડતી કોઈ તકનો લાભ લેવાનું ચૂકતા નથી. તમને જે વસ્તુથી નુકસાન થાય તે જ તેમને પ્રિય છે. તેમના દિલોનો ભેદ તેમની વાતોમાંથી છતો થાય છે અને જે કાંઇ તેઓ તેમના હૃદયમાં છુપાવી રહયા છે તે તો તેનાથી પણ બહુ જ વધારે છે. જો તમે સમજતા હોવ તો અમે તમને અદાવતની સ્પષ્ટ નિશાનીઓ બતાવી દીધી. સાંભળો ! તમે લોકો તો તેઓને દોસ્ત ગણો છો, પરંતુ તેઓ તમને દોસ્ત ગણતા નથી. વળી, તમે સૌ આકાશી કિતાબોને માનો છો (અને તેઓ તમારી કિતાબોને માનતા નથી) અને એ લોકો જ્યારે તમને મળે છે ત્યારે કહે છે કે અમે મુસલમાન છીએ, પરંતુ જ્યારે એકાંતમાં હોય છે–તમારાથી છૂટા પડે છે ત્યારે તમારા ઉપરના ક્રોધથી પોતાના આંગળા કરડે છે. તમે કહો કે તમે તમારા ક્રોધમાં મરો. બેશક, અલ્લાહ દિલોના ભેદો ખૂબ જાણે છે.''

## (૫૧) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મારી નાખવાનું યહૂદીઓનું કાવતરું :

બનૂ આમિર કબીલાના બે વ્યક્તિઓ કે જેમનું ખૂન કરવામાં આવ્યું હતું તેમની દિય્યત બાબતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, બનૂ નઝીરના યહૂદીઓ પાસે તશરીફ લઇ ગયા હતા. તેમણે અત્યંત સદ્ભાવપૂર્ણ રીતે વાતો કરી, પરંતુ ખાનગીમાં કાવતરું રચ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દિવાલની નીચે બેસાડવામાં આવ્યા અને 'ઉમ્ર બિન જિહાસ' નામના એક યહૂદીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર ભારે પથ્થર ફેંકી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ખૂન કરવા માટે નિયુક્ત કરવામાં આવ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અલ્લાહ તઆલા તરફથી આ કાવતરાની જાણ કરી દેવામાં આવી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરત જ પાછા આવી ગયા. આ સિવાય પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કતલ કરવા

માટેના નાપાક કાવતરા કેટલાક ઉપદ્રવી યહૂદીઓએ વારંવાર કર્યા અને દરેક વખતે તેઓ નિષ્ફળ નિવડયા. કઅબ બિન અશરફ યહૂદીઓનો મુખ્ય સરદાર હતો. તેણે પણ એક વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પોતાના ત્યાં ભોજન માટે આમંત્રણ આપ્યું અને ખૂન કરવાનું કાવતરું રચ્યું, પરંતુ આપને અગાઉથી અલ્લાહ તરફથી ખબર મળી ગઇ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દાવતમાં હાજરી આપી નહીં, (તશ્રીફ ન લઇ ગયા). આ રીતે એમની પ્રપંચી યોજના અસફળ રહી. મુફસ્સિર ઇબ્ને કસીરે આ વિષય ઉપર જુદા જુદા પ્રસંગો નોંધ્યા છે. તમામ પ્રસંગો બન્યા છે અને તે બધા નીચેની આયતમાં ચરિતાર્થ છે :

يَآيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ هَمَّ قَوْمٌ اَنْ يَّبْسُطُوْٓا اِلَيْكُمْ اَيْدِيَهُمْ فَكَفَّ اَيْدِيَهُمْ عَنْكُمْ ۚ وَاتَّقُوا اللّٰهَ ۗ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١١﴾

*(સૂ. માઇદહ, આ. ૧૧)*

અનુવાદ : "હે ઇમાનવાળાઓ ! તમારા ઉપર અલ્લાહના જે ઉપકાર થયા છે તેને યાદ રાખો. જ્યારે (મક્કાવાસીઓએ) લોકોએ ધાર્યું હતું કે તમારા ઉપર હાથ ચલાવે પણ અલ્લાહે તમારાથી તેઓના હાથ રોકી લીધા અને અલ્લાહથી ડરતા રહો અને (ભવિષ્યમાં પણ) ઇમાનવાળાઓએ તો અલ્લાહ ઉપર જ ભરોસો રાખવો જોઇએ."

## (પર) બનૂ નઝીરનો ખરાબ અંત :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખૂનનું કાવતરું ખુલ્લમ-ખુલ્લો કરારભંગ હતો, તેથી અલ્લાહના હુકમથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને કહેણ મોકલ્યું કે તમને દસ દિવસની મહેતલ છે, મદીના

શરીફમાંથી નીકળી જાઓ, નહિતર તમને મારી નાખવામાં આવશે. મુનાફિકો અને કેટલાક બહારના મૂર્તિપૂજક કબીલાઓની ચઢામણીને લીધે બનૂ નઝીરે મદીના શરીફની બહાર ન જવાનો નિર્ણય કર્યો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબાઓને સાથે લઈને તેમને ઘેરી લીધા, તેમના વૃક્ષો પણ સહાબા (રદિ.)એ કાપ્યા અને બાળ્યા, પછી તો કંટાળીને તેઓ જાતે જ દેશનિકાલ થવા–મદીના શરીફથી બહાર જવા માટે તૈયાર થઇ ગયા. હથિયાર લઈ જવાની રજા ન હતી બાકી તેમનું બધું જ ત્યાં સુધી કે ઘરના બારણાં અને મોભ પણ લઈ ગયા. આ ઘટના હિજરી ૪ (ચાર) રબીઉલ અવ્વલની છે. આ ઘટનાથી રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અસીમ કૃપાદષ્ટિનો ખ્યાલ આવે છે કે બદલો લેવા માટે સર્વશકિતમાન હોવા છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આટલી બધી નમ્રતા દાખવી. સૂરએ હશ્ર પૂરેપૂરી આ ઘટના પછી ઉતરી. આમાં મુનાફિકોની કાર્યપ્રણાલિ, મદદનો વાયદો અને પછી છળકપટનું પણ વર્ણન છે.

## (પ૩) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આશ્વાસન :

યહૂદી મુનાફિકો જાહેરમાં 'ઈમાન'નો દાવો કરતા હતા, પરંતુ છૂપી રીતે સામુહિક રીતે નુકસાનકારક પ્રવૃત્તિઓમાં પણ પ્રવૃત્ત હતા અને અજ્ઞાનતાને નવેસરથી જીવંત કરવા માટે તન–મન અને ધનથી પ્રયત્નશીલ હતા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વિરુદ્ધમાં છેલ્લી કક્ષાની તુચ્છ અને નિમ્ન સ્તરની (હલકી) વાતો અને દોષારોપણ કરતા હતા. સ્વાભાવિક રીતે જ આ પ્રકારની પરિસ્થિતિથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અંદર ને અંદર ગમગીન રહેતા હતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દુઃખ (રંજ) થતું હતું. કુર્આનમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આશ્વાસન આપવામાં આવ્યું અને હિમ્મત હારવાથી અને નિરુત્સાહી થવાથી રોકવામાં આવ્યા :

يَٰٓأَيُّهَا ٱلرَّسُولُ لَا يَحْزُنكَ ٱلَّذِينَ يُسَٰرِعُونَ فِى ٱلْكُفْرِ مِنَ ٱلَّذِينَ قَالُوٓا۟ ءَامَنَّا بِأَفْوَٰهِهِمْ وَلَمْ تُؤْمِن قُلُوبُهُمْ ۛ

(સૂ. માઈદહ, આ. ૪૧માંથી)

અનુવાદ : "હે રસૂલ ! જે લોકો દોડી દોડીને કુફ્(ની વાતો)માં પડે છે તે તમને દિલગીર કરે નહીં, ભલેને તેઓ એવા લોકોમાંથી હોય, જેઓ પોતાના મ્હોંથી એમ કહે છે કે અમે ઈમાન લાવ્યા છીએ, પરંતુ ખરું જોતાં તેઓના દિલ વિશ્વાસ રાખતા નથી (તેઓ ઈમાન લાવ્યા નથી)."

## (પ૪) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને શરીઅતે ઈસ્લામ મુજબ ચુકાદો આપવાની તાકીદ :

યહૂદીઓના સરદારોની એક ટુકડી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે આવી. તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ પોતાનો એક દાવો મૂક્યો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તેમની તરફેણમાં ચૂકાદો આપવા દબાણ કર્યું. યહૂદીઓની બાબતમાં આ વાત સર્વસામાન્ય હતી કે તેઓ તૌરેતની અઘરામાં અઘરી સજાઓને પોતાના મનઘડત અર્થઘટન વડે સરળ બનાવી નાખતા હતા, પછી તેઓ શરીઅતે ઈસ્લામના નરમ અને સરળ હુકમોથી પણ ફાયદો ઉઠાવવા લાગ્યા અને જ્યાં તેઓને પોતાના ધર્મની સજા વધારે આકરી લાગતી (અઘરી લાગતી) ત્યાં તેઓ ઇસ્લામી કાયદા વિશે જાણકારી મેળવતા. પછી જો ઈસ્લામી કાયદો તેમની ઇચ્છાને અનુરૂપ લાગતો તો દાવાને ચુકાદા માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં લાવતા અને ક્યારેક ક્યારેક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને (યહૂદીઓ) પોતાની મરજી

મુજબ ચુકાદો આપવા માટે મજબૂર કરવાનો પ્રયત્ન કરતા. આ વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવવામાં આવ્યું :

وَاَنِ احۡكُمۡ بَيۡنَهُمۡ بِمَاۤ اَنۡزَلَ اللّٰهُ وَلَا تَتَّبِعۡ اَهۡوَآءَهُمۡ
وَاحۡذَرۡهُمۡ اَنۡ يَّفۡتِنُوۡكَ عَنۡۢ بَعۡضِ مَاۤ اَنۡزَلَ اللّٰهُ اِلَيۡكَ ؕ

*(સૂ. માઈદહ, આ. ૪૯માંથી)*

**અનુવાદ :** "અને અમે આપને હુકમ આપીએ છીએ કે અલ્લાહે જે (કુર્આન) ઉતાર્યું છે તે મુજબ જ તેઓની વચ્ચે તમો ચૂકાદો આપો અને તેઓની ઇચ્છા અનુસાર (ભવિષ્યમાં પણ) ચાલશો નહીં, તેમજ તેઓથી (હાલની માફક જ) સાવચેતીથી રહેજો. (એવું ન થાય) કે જે હુકમો અલ્લાહે આપના ઉપર ઉતાર્યા છે તેમાંથી કોઈમાં તેઓ આપને ભૂલથાપ ખવડાવે."

## (૫૫) કિયામત ક્યારે આવશે ?

કાફિરો, મુશરિકો, યહૂદીઓ અને ક્રિશ્ચિયનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કિયામતના નક્કી કરેલા સમય વિશે પ્રશ્નો પૂછતા હતા. તેમનો હેતુ ફક્ત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હેરાન કરવાનો જ રહેતો. કુર્આન શરીફમાં એનું વર્ણન વારંવાર આવ્યું છે. ફરમાવવામાં આવ્યું છે :

يَسۡـَٔلُوۡنَكَ عَنِ السَّاعَةِ اَيَّانَ مُرۡسٰٮهَا ؕ قُلۡ اِنَّمَا عِلۡمُهَا
عِنۡدَ رَبِّىۡ ۚ لَا يُجَلِّيۡهَا لِوَقۡتِهَاۤ اِلَّا هُوَ ؕ *(સૂ. અઅ્રાફ : ૧૮૭માંથી)*

**અનુવાદ :** "આ લોકો તમને કિયામત વિશે પૂછે છે કે તેના કાયમ થવાનો સમય ક્યારે છે ? તમે કહી દો કે તેની ખબર તો (માત્ર) મારા

પરવરદિગારની જ પાસે છે. તેને (કિયામતને) તેના વખત ઉપર અલ્લાહ સિવાય અન્ય કોઇ જાહેર કરી શકશે નહીં.''

## (૫૬) યહૂદીઓની જૂઠી માન્યતા :

યહૂદીઓની એક ટૂકડીએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એવું પણ કહી દીધું કે અમે તમારું અનુસરણ કઇ રીતે કરીએ ? કેમ કે તમે અમારા કિબ્લહ તરફ મોઢું ફેરવવાનું પણ છોડી દીધું અને આપ હઝરત ઉઝૈરને અલ્લાહનો પુત્ર માનવાની ના પાડો છો. કુર્આનમાં તેમની આ ધાર્મિક અંધશ્રદ્ધાનો પણ ઉલ્લેખ છે :

وَقَالَتِ الْيَهُوْدُ عُزَيْرُ ابْنُ اللّٰهِ وَقَالَتِ النَّصٰرَى الْمَسِيْحُ

ابْنُ اللّٰهِ ۖ ذٰلِكَ قَوْلُهُمْ بِاَفْوَاهِهِمْ ۚ *(સૂ. તૌબહ, આ. ૩૦માંથી)*

અનુવાદ : ''યહૂદીઓ કહે છે કે ઉઝૈર અલ્લાહનો પુત્ર છે અને (ઘણા) ખ્રિસ્તીઓએ કહયું કે મસીહ અલ્લાહનો પુત્ર છે. આ તથ્યહીન વાતો છે, જે તેઓ પોતાના મોઢેથી બોલે છે.''

## (૫૭) કુર્આનનો ચમત્કાર :

કુર્આને કરીમ અલૌકિક ઘટનાઓ (બનાવો)નો ગ્રંથ છે. કાફિરો, મુશરિકો અને તેમની સાથે યહૂદીઓ તેના ચમત્કારોને માનતા ન હતા. તેઓ કુર્આને કરીમને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શોધ ગણાવતા હતા. કાફિરોએ એનો પર્યાય (એના જેવું જ બીજું પુસ્તક) લાવવાના અનેકવાર પ્રયત્નો કર્યા અને પોતાના ઇરાદા પણ દોહરાવ્યા કે અમે ઇચ્છીએ ત્યારે કુર્આનનો જવાબ લાવી શકીએ છીએ. કુર્આન શરીફમાં એમને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝુબાન મુબારકથી બે થી

ત્રણ વાર પડકાર ફેંકવામાં આવ્યો. પહેલી વાર એવું કહેવામાં આવ્યું કે જો તમારામાં શક્તિ હોય તો કુર્આનનો જવાબ લઇ આવો. બીજી વાર કહયું કે જો પૂરા કુર્આન શરીફનો જવાબ ન આપી શકો તો ફક્ત દસ સૂરતોનો જ જવાબ લઇ આવો. ત્રીજી વખત કહેવામાં આવ્યું કે જો આ પણ ન થઇ શકે તો ફક્ત એક જ સૂરતનો જવાબ લઇ આવો, પરંતુ તેમનાથી જવાબ ન આપી શકાયો. બધાને જાણે કે સાંપ સૂંઘી ગયો હોય તેમ સૌ મૂંગા થઇ ગયા. તેઓ ઠંડાગાર થઇ ગયા. તે આયતો આ પ્રમાણે છે :

قُلْ لَّئِنِ اجْتَمَعَتِ الْاِنْسُ وَالْجِنُّ عَلٰٓى اَنْ يَّاْتُوْا بِمِثْلِ
هٰذَا الْقُرْاٰنِ لَا يَاْتُوْنَ بِمِثْلِهٖ وَلَوْ كَانَ بَعْضُهُمْ لِبَعْضٍ
ظَهِيْرًا ﴿٨٨﴾

(સૂ. બની ઈસ્રાઈલ, આ. ૮૮)

અનુવાદ : "તમે કહી દો કે મનુષ્યો અને જિન્નાતો બધા ભેગા મળીને આ કુર્આન જેવું (જેવી વસ્તુ) લાવવાનો પ્રયત્ન કરે, તો પણ એના જેવું નહીં લાવી શકે, ભલે ને તેઓ એકબીજાના મદદગાર પણ બની જાય."

فَلْيَاْتُوْا بِحَدِيْثٍ مِّثْلِهٖٓ اِنْ كَانُوْا صٰدِقِيْنَ ﴿٣٤﴾

(સૂ. તૂર, આ. ૩૪)

અનુવાદ : "પછી જો તેઓ પોતાના દાવામાં સાચા છે તો તેઓને જોઇએ કે એના જેવી જ કોઇ વાત (બનાવી) રજૂ કરે."

قُلْ فَاْتُوْا بِعَشْرِ سُوَرٍ مِّثْلِهٖ مُفْتَرَيٰتٍ وَّادْعُوْا مَنِ
اسْتَطَعْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿١٣﴾

(સૂ. હૂદ, આ. ૧૩માંથી)

અનુવાદ : "તમે કહી દો (જો એ મારું બનાવેલું છે) તો તમે પણ એના જેવી દસ સૂરતો (પ્રકરણો) બનાવી લાવો અને અલ્લાહ તઆલા સિવાય બીજા જે કોઈને મદદ માટે બોલાવી શકો તે સૌને બોલાવી લો, જો તમે સાચા જ છો."

وَإِنْ كُنْتُمْ فِي رَيْبٍ مِّمَّا نَزَّلْنَا عَلَىٰ عَبْدِنَا فَأْتُوا بِسُورَةٍ مِّنْ مِّثْلِهِ ۖ وَادْعُوا شُهَدَآءَكُمْ مِّنْ دُونِ اللَّهِ إِنْ كُنْتُمْ صٰدِقِينَ ﴿٢٣﴾ فَإِنْ لَّمْ تَفْعَلُوا وَلَنْ تَفْعَلُوا فَاتَّقُوا النَّارَ الَّتِي وَقُودُهَا النَّاسُ وَالْحِجَارَةُ ۖ أُعِدَّتْ لِلْكٰفِرِينَ ﴿٢٤﴾

*(સૂ. બકરહ, આ. ૨૩–૨૪)*

અનુવાદ : "અને જો તમને આ કિતાબ વિશે કંઈ શંકા હોય જેને અમે અમારા ખાસ બંદા ઉપર ઉતારી છે તો તમે એની જોડની એક સૂરત જ બનાવી લાવો અને અલ્લાહના સિવાય તમારા મદદગારોને પણ બોલાવી લો. જો તમે સાચા છો. પછી જો તમે તેમ ન કરી શકો અને કદાપિ કરી શકવાના જ નથી, ત્યારે તે આગથી ડરતા રહો કે જેનું બળતણ મનુષ્યો તથા પથ્થરો છે, જે કાફિરો (સત્યનો ઈન્કાર કરવાવાળાઓ) માટે તૈયાર કરવામાં આવી છે.

## (૫૮) આકાશી ગ્રંથોની અસ્વીકૃતિ :

કાફિરો અને યહૂદીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહયું કે અલ્લાહે તો કોઈ પણ મનુષ્ય ઉપર કોઈ પણ પુસ્તક ઉતાર્યું જ નથી તો પછી આજે આપ કઈ રીતે એવો દાવો કરો છો કે કુર્આન અલ્લાહની કિતાબ છે. કાફિરોએ આ ધૃષ્ટતાપૂર્ણ વાત પોતાની ધાર્મિક

માન્યતા મુજબ કહી હતી, જ્યારે યહૂદીઓએ ફક્ત દુશ્મનાવટમાં અને જુઠાણામાં આ વાત કહી હતી. કુર્આન કહે છે :

وَمَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖٓ اِذْ قَالُوْا مَآ اَنْزَلَ اللّٰهُ عَلٰى بَشَرٍ مِّنْ شَيْءٍ ؕ قُلْ مَنْ اَنْزَلَ الْكِتٰبَ الَّذِيْ جَآءَ بِهٖ مُوْسٰى نُوْرًا وَّهُدًى لِّلنَّاسِ تَجْعَلُوْنَهٗ قَرَاطِيْسَ تُبْدُوْنَهَا وَتُخْفُوْنَ كَثِيْرًا ۚ وَعُلِّمْتُمْ مَّا لَمْ تَعْلَمُوْٓا اَنْتُمْ وَلَآ اٰبَآؤُكُمْ ؕ قُلِ اللّٰهُ ۙ ثُمَّ ذَرْهُمْ فِيْ خَوْضِهِمْ يَلْعَبُوْنَ ﴿٩١﴾

(સૂ. અન્આમ, આ. ૯૧)

અનુવાદ : "અને એ લોકો (યહૂદીઓ)એ અલ્લાહની કદર જેવી જાણવી જોઈતી હતી તેવી જાણી નહીં, જ્યારે તેઓ એમ કહેવા લાગ્યા કે અલ્લાહે કોઈ મનુષ્ય ઉપર કંઈ પણ ઉતાર્યું નથી. તમે પૂછો છો કે જે કિતાબ (તવરાત) મૂસા (અલૈ.) લાવ્યા હતા, જે રોશન અને લોકો માટે હિદાયત (ના સાધનરૂપ) હતી તેને કોણે ઉતારી ? જેને તમે જુદા જુદા પાનાં કરી રાખી છે, તે(ના અમુક ભાગ)ને તો જાહેર કરો છો, અને ઘણા (ભાગ)ને સંતાડો છો, અને (તે કિતાબ વડે) તમને એવી વાતો શીખવવામાં આવી કે જેને ન તો તમે અને ન તમારા બાપદાદા જાણતા હતા. તમે કહો કે (તે કિતાબ) અલ્લાહે જ (ઉતારી હતી) પછી તેઓને છોડી દો કે તેઓ પોતાની વાહિયાત વાતોમાં રમતા રહે."



# રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગઝવાત

## (૫૯) બદ્રનો સૌથી મોટો ગઝવહ :

સીરતના ગ્રંથોમાં બદ્રના ગઝવહની વિગતવાર હકીકતો, કારણો, પરિણામો અને શામિલગીરીઓ વગેરે બધાની ચર્ચા કરી છે. ઇબ્ને હિશામે પંચોતેર (૭૫)થી પણ વધારે પાના આ ગઝવહના વર્ણનમાં લખ્યા છે. ઝાદુલ મઆદમાં પણ એનું વિગતવાર વર્ણન છે. જુદા જુદા લેખકોએ પૂરેપૂરા જુદા ગ્રંથો આ ગઝવહ પર લખ્યા છે અને આ મહત્ત્વતાનું કારણ એ પણ છે કે આ ઇસ્લામની પ્રથમ પરિણામલક્ષી લડાઇ હતી, જેમાં સત્ય અને અસત્ય વચ્ચેનો ભેદ સ્પષ્ટ રીતે દેખાઇ આવ્યો. એટલા માટે કુર્આને પણ એને "યવ્મુલ ફુર્કાન" કહી વિવરણ કર્યું છે. ગઝવહનો પૂરેપૂરો અહેવાલ અને વિગતવાર વર્ણન અત્રેના વિષયથી પર છે. અમો એના બદલે કેટલાક મહત્ત્વના પ્રકરણોનું જ વર્ણન કરીશું, જેનો હવાલો કુર્આન શરીફમાં આવ્યો છે.

ગઝવહની મૂળ પૂર્વ ભૂમિકા એવી છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અબૂ સુફયાન (જે તે વખતે કાફિરોના મુખ્ય સરદાર હતા)ના વેપારી કાફલાની શામથી પાછા ફરવાની ખબર મળી. કાફિરોની અદાવતો અને ધમકીઓ સંદર્ભે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ કાફલા ઉપર હુમલો કરવાની ઇચ્છા વ્યક્ત કરી–ઇરાદો જાહેર કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા (રદિ.)ને તેનો મુકાબલો કરવા માટે તૈયાર કર્યા. બીજી બાજુ અબૂ સુફિયાનને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અચાનક હુમલાની થોડી ઘણી ખબર પડતાં પોતાના એક દૂતને મક્કા મોકલ્યો, જેથી કુરૈશીઓ યુદ્ધની તૈયારી કરીને નીકળી પડયા. અબૂ સુફિયાન દરિયાઇ માર્ગથી લપાતા–છૂપાતા નીકળી ગયા. હવે જ્યારે આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વેપારી કાફલાના ચાલ્યા જવાની અને કાફિરોના હથિયારધારી લશ્કરના લડાઈ માટે મક્કાથી નીકળી પડવાની ખબર મળી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા (રદિ.)થી મશ્વેરો કર્યો. વિચાર–વિમર્શ કર્યો. સહાબા (રદિ.)એ (અન્સાર અને મુહાજિર) એક અવાજે ખુશી ખુશી હા પાડી અને પછી તો ઈસ્લામી લશ્કરે પણ મદીનાથી કૂચ કરી. કુર્આન શરીફે વેપારી કાફલાને 'ઈર' શબ્દથી અને કાફિરોના લશ્કરને 'નફીર' શબ્દથી વર્ણવ્યા છે. કુર્આનમાં ફરમાવવામાં આવ્યું છે :

وَاِذْ يَعِدُكُمُ اللّٰهُ اِحْدَى الطَّآئِفَتَيْنِ اَنَّهَا لَكُمْ وَ تَوَدُّوْنَ
اَنَّ غَيْرَ ذَاتِ الشَّوْكَةِ تَكُوْنُ لَكُمْ وَ يُرِيْدُ اللّٰهُ اَنْ يُّحِقَّ الْحَقَّ
بِكَلِمٰتِهٖ وَ يَقْطَعَ دَابِرَ الْكٰفِرِيْنَ ۝ (સૂ. અન્ફાલ, આ. ૭)

અનુવાદ : "અને તે (વખતને યાદ કરો) જ્યારે અલ્લાહ (વહી દ્વારા) તમારી સાથે વાયદો કરતો હતો કે બે ટોળામાંથી એક ટોળું જરૂર તમારા હાથ લાગશે અને તમે એમ પણ ચાહતા હતા કે હથિયાર વિનાનું (ટોળું) તમારા હાથ ચઢી જાય, પરંતુ અલ્લાહને એ જ મંજૂર હતું કે પોતાના ફરમાનો વડે સત્ય (વાયદાને) જાહેર કરે અને કાફિરોનું મૂળ કાપી નાખે."

કેટલાક મુસલમાનો શરૂઆતમાં કાફિરોના લશ્કરનો સામનો કરવાથી ખચકાઈ રહયા હતા, જેની તરફ ઈશારો

وَاِنَّ فَرِيْقًا مِّنَ الْمُؤْمِنِيْنَ لَكٰرِهُوْنَ

"મુસલમાનોની એક ટૂકડી એને બાજ સમજતી હતી" કરવામાં આવ્યો છે. નહિતર લગભગ બધા જ સહાબી (રદિ.) તૈયાર હતા અને અન્સારી સહાબાએ ખાસ હઝરત મિકદાદ બિન અમ્ર અને સઅદ બિન

મઆઝ (રદિ.)એ ઈમાનની પૂર્ણતાની સાબિતી આપી હતી. આ જ ગઝવહના સમયે અલ્લાહ તરફથી કેટલીક બાબતે હુકમ આપવામાં આવ્યો હતો, જેમાં વિરોધી લોકોની સામે દેખાવ, મજબૂતી, અલ્લાહનો ઝિક્ર, અલ્લાહ અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફરમાંબરદારી, સબ્રનો અનુરોધ તથા તુમાખી, ઘમંડ અને આડંબરથી દૂર રહેવાની ચેતવણી આપવામાં આવી હતી—દૂર રહેવાનો ભારપૂર્વક આદેશ આપવામાં આવ્યો હતો.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا لَقِيْتُمْ فِئَةً فَاثْبُتُوْا وَاذْكُرُوا اللّٰهَ كَثِيْرًا لَّعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٤٥﴾ وَاَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَا تَنَازَعُوْا فَتَفْشَلُوْا وَتَذْهَبَ رِيْحُكُمْ وَاصْبِرُوْا ۭ اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيْنَ ﴿٤٦﴾ وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ خَرَجُوْا مِنْ دِيَارِهِمْ بَطَرًا وَّرِئَاۗءَ النَّاسِ وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ ۭ وَاللّٰهُ بِمَا يَعْمَلُوْنَ مُحِيْطٌ ﴿٤٧﴾

*(સૂ. અન્ફાલ, આ. ૪૫ થી ૪૭)*

અનુવાદ (આ. ૪૫) : "હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જ્યારે તમારે કોઈ જૂથનો મુકાબલો થાય તો અડગ રહો અને અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરો, આશા છે કે તમને સફળતા પ્રાપ્ત થશે."

અનુવાદ (આ. ૪૬) : "અને અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરો અને પરસ્પર ઝઘડો નહીં, નહિ તો તમારા અંદર કમજોરી આવી જશે અને તમારી હવા ઉખડી જશે. સબ્ર (ધૈર્ય)થી કામ લો. નિઃશંક, અલ્લાહ ધૈર્યવાન લોકોના સાથે છે."

અનુવાદ (આ. ૪૭) : "અને તે લોકોના જેવા રંગ—ઢંગ ન

અપનાવો, જેઓ પોતાના ઘરોમાંથી બડાઇ મારતા અને લોકોને પોતાની શાન દેખાડતા નીકળ્યા અને જેમનું વર્તન એ છે કે અલ્લાહના માર્ગથી રોકે છે, જે કંઇ તેઓ કરી રહયા છે, તે અલ્લાહની પકડની બહાર નથી."

## (૯૦) અલ્લાહની કુદરત જ અસલ છે :

બદ્રના ગઝવહના દિવસે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ દુઆ માંગી, "હે અલ્લાહ ! તને જૂઠાડનારા કુરૈશના કાફિરો ઘમંડથી અકડીને મુકાબલો કરવા માટે આવ્યા છે. તું તારા સફળતાના વાયદાને જલ્દીથી જલ્દી હકીકતમાં ફેરવી દે," જેથી હઝરત જિબ્રઇલ (અલૈ.)ના કહયા મુજબ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ માટી અથવા કાંકરા અથવા તો રેતીની એક મુઠ્ઠી ભરીને કાફિરોના લશ્કર તરફ ફેંકી. તેના કણો દરેક મુશરિકની આંખોમાં ઘૂસી ગયા, પછી તો આખા લશ્કરમાં ભાગદોડ મચી ગઇ, બધા ભાગવા લાગ્યા અને એમની હાર થઇ.

અલ્લાહની આ એક છૂપી મદદ હતી. કુર્આને આની તરફ ટૂંકમાં ઇશારો કરીને એવો બોધ આપ્યો છે કે આ વિજય માનવીની મહેનતનું ફળ નહીં, પરંતુ અલ્લાહની મદદના ફળ સ્વરૂપે હતી. તેથી પોતાના આચરણ ઉપર ઘમંડ કરવાની જરૂર નથી. કાંકરીઓ કે માટી જો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફેંકી હતી, પરંતુ દરેકે દરેક દુશ્મનની આંખોમાં એની રજકણોનું ઘૂસી જવું અને પછી તેમને નાહિમ્મત કરી દેવું કુદરતે ખુદાવંદી સિવાય બીજું કંઇ જ ન હોઇ શકે. કુર્આન કહે છે :

وَمَا رَمَيْتَ إِذْ رَمَيْتَ وَلَٰكِنَّ اللَّهَ رَمَىٰ ۚ وَلِيُبْلِيَ الْمُؤْمِنِينَ مِنْهُ بَلَاءً حَسَنًا ۚ

(સૂ. અન્ફાલ, આ. ૧૭)

અનુવાદ : "અને જ્યારે આપે રેતની મુઠ્ઠી ફેંકી તો તે તમે નહોતી

ફેંકી, પરંતુ અલ્લાહે ફેંકી હતી, જેથી ઈમાનવાળાઓની પોતાના તરફથી ખૂબ જ સારી રીતે પરીક્ષા કરી લે.''

## (૬૧) વિજયની ખુશખબરી અને ફરિશ્તાઓની મદદ :

લડાઈના મેદાનમાં કતારોને વ્યવસ્થિત કર્યા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની ઝુંપડીમાં પધાર્યા અને દુઆ માગવામાં તલ્લીન થઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અત્યંત ગદ્‌ગદિત કંઠે આંસુ વહાવતાં વહાવતાં એવી અરજ કરી કે :

اَللّٰهُمَّ إِنْ تَهْلِكْ هٰذِهِ الْعِصَابَةِ لَاتَعْبُدُ بَعْدَهَا فِي الْأَرْضِ، اَللّٰهُمَّ أَنْجِزْنِي مَاوَعَدْتَنِي، اَللّٰهُمَّ نَصْرِكَ۔

"હે ખુદા ! જો સત્યના સેવકોની આ નાનકડી ટૂકડી આજે મૃત્યુ પામી તો પછી જમીન ઉપર તારી સાચી બંદગી નહીં થાય. હે ખુદા ! જે વાયદો મારી સાથે કર્યો છે, તેને હકીકતમાં ફેરવી દે, તેને પૂર્ણ કર, તારી મદદની જરૂર છે. એક તરફ આ દુઆ થઈ રહી હતી તો બીજી બાજુ ખુદાવંદે કુદૂસ પોતાના ફરિશ્તાઓને ફરમાવી રહ્યા હતા :

اَنِّيْ مَعَكُمْ فَثَبِّتُوا الَّذِيْنَ اٰمَنُوْا ؕ سَاُلْقِيْ فِيْ قُلُوْبِ الَّذِيْنَ كَفَرُوا الرُّعْبَ ؕ

*(સૂ. અન્ફાલ, આ. ૧૨માંથી)*

અનુવાદ : "કે હું તમારી સાથે છું. માટે તમે ઈમાનવાળાઓની હિમ્મત વધારો. હમણાં જ હું કાફિરોના દિલોમાં દહેશત (ભય–ડર) નાખી દઉં છું." પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર આ વહી આવી :

اَنِّیْ مُمِدُّكُمْ بِاَلْفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُرْدِفِیْنَ ۝۹

(સૂ. અન્ફાલ, આ. ૯માંથી)

અનુવાદ : "અને ફરમાવ્યું કે ધીરજ પકડો. હું એક પછી એક આવનાર હજાર ફરિશ્તાઓ વડે તમારી મદદ કરીશ." બદ્રના ગઝવહના સંદર્ભમાં સૂરએ આલિ ઈમરાનમાં ફરિશ્તાઓની સંખ્યા ત્રણ હજાર અને પછી પાંચ હજારની વર્ણવેલી છે. આનું કારણ એ છે કે પહેલાં એક હજાર ફરિશ્તાઓની મદદનો વાયદો થયો હતો, પછી દુશ્મનોની વધારે ફોજ આવવાની ખબર મળતાં મુસલમાનોને જે તકલીફ પહોંચી તેના સાંત્વનરૂપે ત્રણ હજારનો વાયદો થયો. પછી ધીરજ, અલ્લાહનો ડર અને દુશ્મનોના એકી સાથેના હુમલાની શરતોની સાથે પાંચ હજારનો વાયદો થયો. છેવટે તો દરેક સ્થિતિમાં ફરિશ્તાઓ દ્વારા મદદ કરવામાં આવી અને કુર્આનના શબ્દોમાં :

وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰی لَكُمْ وَلِتَطْمَئِنَّ قُلُوْبُكُمْ بِهٖ ؕ

(સૂ. આલિ ઈમરાન, આ. ૧૨૬માંથી)

અનુવાદ : "અને અલ્લાહે આ મદદ તો માત્ર તમારી ખુશી અને તમારા દિલની શાંતિ માટે કરી છે." આ મદદ, લડાઈમાં વિજય અપાવવા માટે નહોતી, નહિતર તો એક જ ફરિશ્તો બસ હતો–પૂરતો હતો, પરંતુ મુસલમાનોના દિલોની મજબૂતી અને રાહત માટે અને વિજયના શુભ સમાચાર આપવા માટે હતી. છેવટે મુસલમાનોનો સ્પષ્ટ વિજય થયો. કુર્આને તેનું વર્ણન કર્યું :

وَلَقَدْ نَصَرَكُمُ اللّٰهُ بِبَدْرٍ وَّاَنْتُمْ اَذِلَّةٌ ۚ فَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ۝۱۲۳

(સૂ. આલિ ઈમરાન, આ. ૧૨૩)

અનુવાદ : "અને અલ્લાહે બદ્રની લડાઈમાં તમારા અશક્ત હોવાની હાલતમાં તમારી મદદ કરી છે, તો (તે ઉપકારને યાદ કરી) અલ્લાહથી ડરતા રહો કે જેથી તમે આભાર માની શકો."

## (૬૨) બદ્રના કેદીઓનો મામલો-કેદીઓ સાથેનો વર્તાવ :

બદ્રના ગઝવહમાં સત્યનિષ્ઠોની સ્પષ્ટ જીત થઈ. કાફિરોના સિત્તેર લોકો દોઝખને હવાલે થયા અને સિત્તેર લોકોને કેદ કરવામાં આવ્યા. કેદીઓને મદીના શરીફ લાવવામાં આવ્યા. અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કેદીઓ સાથે સારો વ્યવહાર કરવાનો હુકમ આપ્યો. સહાબા (રદિ.)એ આ હુકમ ઉપર પૂરેપૂરો અમલ કર્યો. એટલી હદ સુધી કે પોતે ખજૂરો ખાઈને ભૂખ સંતોષતા રહયા, પરંતુ કેદીઓને ભોજન ખવડાવ્યું અને તૃપ્ત કર્યા. કેદીઓમાં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નજીકના સગા પણ હતા છતાં કોઈની સાથે ભેદભાવ રાખવામાં આવ્યો નહીં. સહાબીઓના આગેવાનો–વડીલ સહાબાઓ સાથે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કેદીઓ વિશે ચર્ચા–વિચારણા (મશ્વેરો) કરી હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.) શાયરે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો અભિપ્રાય એવો હતો કે આ ગુનેહગારો જહન્નમનો ઈન્કાર કરતા હતા, તેથી તેમની સજા આગ જ હોવી જોઈએ. લાકડાં એકઠાં કરવામાં આવે અને એમને એમાં બાળી મૂકવામાં આવે. આ વખતે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) (જે ઉમ્મતના સૌથી મોટા દયાવાન હતા)ના નરમ સ્વભાવનો પરિચય થયો. એમનો અભિપ્રાય એવો હતો કે ગુનેહગારોને ફિદયો (મુક્ત કરવા માટે લેવામાં આવતો દંડ જે જરૂરતમંદો ઉપર ખર્ચ કરવામાં આવતો) લઈને છોડી મુકવામાં આવે. ઈસ્લામ માટે આ શક્તિ અને હિમ્મતની વાત પૂરવાર થશે. ગુનેહગારોને મારી નાખવામાં ન આવે. આ અભિપ્રાય સાથે મોટા

ભાગના લોકો સહમત થયા, પરંતુ હઝરત ઉમર (રદિ.) (જેઓ અલ્લાહના દીનની બાબતમાં ઘણા જ ચુસ્ત હતા) આ અભિપ્રાયનો સખત વિરોધ કરતાં તમામ ગુનેહગારોને નર્કને હવાલે કરવાની માંગણી કરી કે આ લોકો કાફિરોના સરદારો અને ઘમંડી લોકો છે, આ લોકો ઈસ્લામની દાવત આપવાના માર્ગમાં અડચણરૂપ બન્યા છે, એટલા માટે હવે જરૂરી છે કે ઈસ્લામનો માર્ગ સુરક્ષિત અને શાંત થઈ જાય અને ઈસ્લામની દાવતનો માર્ગ દરેક પ્રકારની અડચણો અને ભયથી મુક્ત થઈને સંપૂર્ણ સંતોષ અને રાહતમાં પરિણમી શકે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તમામ અભિપ્રાયો ઉપર મૌન રહી વિચાર કર્યો. પછી જે નિર્ણય જાહેર કર્યો તેમાં હઝરત અબૂબકના અભિપ્રાયને અન્યો કરતાં અગ્રિમતા આપવામાં આવી, પરંતુ આ નિર્ણય ફરીથી અલ્લાહના દરબારમાંથી બદલાઈને હઝરત ઉમર (રદિ.)ના અભિપ્રાયની તરફેણમાં ફરી વાર જાહેર કરવામાં આવ્યો. કુર્આન શરીફમાં ફરમાન છે કે :

مَا كَانَ لِنَبِيٍّ اَنْ يَّكُوْنَ لَهٗٓ اَسْرٰى حَتّٰى يُثْخِنَ فِي الْاَرْضِ ؕ تُرِيْدُوْنَ عَرَضَ الدُّنْيَا ۖ وَاللّٰهُ يُرِيْدُ الْاٰخِرَةَ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ۞ لَوْلَا كِتٰبٌ مِّنَ اللّٰهِ سَبَقَ لَمَسَّكُمْ فِيْمَآ اَخَذْتُمْ عَذَابٌ عَظِيْمٌ ۞

(સૂ. અન્ફાલ, આ. ૬૭–૬૮)

અનુવાદ : "નબીની શાનને લાયક નથી કે તેને ત્યાં કેદીઓ બાકી રહે, એટલા સુધી કે તે દેશમાં સારી રીતે (કાફિરોની) ખૂનરેઝી ન કરી લે. (હે મુસ્લિમો !) તમે દુનિયાનો માલ–સામાન ચાહો છો, પરંતુ અલ્લાહ તો (તમારા માટે) આખિરત(ની ભલાઈ) ચાહે છે અને અલ્લાહ બહુ જોરાવર (અને) સંપૂર્ણ હિકમતવાળો છે. જો તે વાત ન હોત જેને અલ્લાહ પ્રથમ લખી ચૂક્યો છે તો (સ્પષ્ટ આજ્ઞા વિના) આ માલ લેવાના વિશે તમને

મહાન અઝાબ પહોંચત."

સૂરએ અન્ફાલની આ આયતોથી યુદ્ધના કેદીઓ વિશે શરીઅતનો વિગતવાર હુકમ સ્પષ્ટ રીતે થતો નથી. અહીં ફક્ત ફિદયહ–દંડ લઇને બદ્રના કેદીઓના છૂટકારા ઉપર નારાજગી વ્યક્ત કરવામાં આવી છે. સૂરએ મુહમ્મદની ચોથી આયતમાં દંડ (ફિદયહ) વસૂલ કરીને અથવા તો દંડ લીધા વિના છોડી દેવાના અધિકારનું વર્ણન છે. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ની આ વાત બિલકુલ યોગ્ય છે કે સૂરએ અન્ફાલમાં દર્શાવેલ નારાજગીનું કારણ એ છે કે બદ્રના ગઝવહ વખતે મુસલમાનોની સંખ્યા ઘણી ઓછી હતી એટલે તેમને છોડી દેવાનું કાર્ય અયોગ્ય હતું, જ્યારે પછીથી ઈસ્લામની શાન (ભપકો) અને ઈસ્લામમાં માનનારાઓની સંખ્યામાં થયેલા વધારાને કારણે રજા મળી ગઇ. મુસલમાનોના ઈમામને ફિકહ (ધાર્મિક રીતે સમસ્યાનું નિવારણ કરવાનું જ્ઞાન) મુજબ યુદ્ધના કેદીઓ વિશે તેમને મારી નાખવાનો, ગુલામ બનાવવાનો, ફિદયહ વસૂલ કરવાનો કે વળતર લીધા વિના છોડી મૂકવા વિશેના ચારે અધિકારો પ્રાપ્ત થાય છે, જેને મુસલમાનોની સ્થિતિ અને જરૂરિયાતના સંદર્ભમાં અમલમાં મૂકી શકે છે. જો કે હદીસ મુજબ કેદીઓને કતલ કરવાનો હુકમ વિશિષ્ટ પરિસ્થિતિઓમાં છે કે જ્યારે કેદી કોઇ એવા ભયંકર યુદ્ધના ગુનાહમાં શામિલ હોય જેની સજા મોતથી ઓછી ન હોય. આ બાબતની વિસ્તૃત ચર્ચા ફિકહ તથા તફસીર–ગ્રંથોમાં જોઇ શકાય છે.

## (૯૩) બદ્રના ગઝવહનો માલે ગનીમત :

બદ્રના ગઝવહમાં જીત મેળવ્યા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્રણ દિવસ સુધી બદ્રમાં હાજર રહયા હતા. આ સમયગાળા દરમ્યાન માલે ગનીમતની વહેંચણી અને હક–દાવાનો પ્રશ્ન સામે આવ્યો. કાફિરોને હરાવ્યા પછી મુસલમાનોની એક ટૂકડી દુશ્મનોનો પીછો કરવામાં લાગી હતી કે જેથી દુશ્મનો ફરીથી આવી શકે નહીં. તેથી

આ ટૂકડીએ પોતાને માલે ગનીમતની સૌથી વધારે હકદાર ગણાવી, કેમ કે તેમણે દુશ્મનોને નાહિમ્મત કરીને બીજાઓને માલે ગનીમત ભેગું કરવાની તક આપી હતી. મુસલમાનોની બીજી ટૂકડી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રક્ષણમાં લાગેલી હતી કે દુશ્મનો કોઇ એક બાજુથી છુપાઇને હુમલો ન કરી શકે. હવે આ ટૂકડીએ પણ પોતાનો હક–દાવો સાબિત કર્યો, કેમ કે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રક્ષણનું અતિ મહત્ત્વનું કામ કરી રહયા હતા. એક ટૂકડી જેણે માલે ગનીમત એકઠું કર્યું હતું તેમણે કહયું કે માલ અમોએ ભેગો કર્યો છે તેથી તેના પ્રથમ અધિકારી અમે છીએ. સહાબએ કિરામ (રદિ.) વચ્ચેનો આ મતભેદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી પહોંચ્યો. તેના ઉપર કુર્આનનો હુકમ ઉતર્યો અને તમામ અધિકાર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપવામાં આવ્યો, જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બધો જ માલ બદ્રની લડાઇમાં ભાગ લેનાર તમામની વચ્ચે સરખા ભાગે વહેંચી દીધો.

يَسْئَلُوْنَكَ عَنِ الْاَنْفَالِ ؕ قُلِ الْاَنْفَالُ لِلّٰهِ وَالرَّسُوْلِ ۚ فَاتَّقُوا اللّٰهَ وَاَصْلِحُوْا ذَاتَ بَيْنِكُمْ ۪ وَاَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗۤ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ①

(સૂ. અન્ફાલ, આ. ૧)

અનુવાદ : "હે મુહમ્મદ ! આ મુજાહિદ લોકો તમને ગનીમતના માલ વિશે પૂછે છે કે શું હુકમ છે ? તમે કહી દો કે ગનીમતનો માલ અલ્લાહ અને તેના રસૂલનો છે. માટે તમે (લાલચ ત્યજી) અલ્લાહથી ડરો અને અંદરો અંદરનો વ્યવહાર ચોખ્ખો રાખો અને જો તમે (પાકા) ઈમાનવાળા હોવ તો અલ્લાહ અને તેના રસૂલના હુકમ ઉપર ચાલો."



# ઉહુદની લડાઈ

## (૬૪) કતારોની ગોઠવણી અને વ્યવસ્થા :

હિજરી–૩ શવ્વાલમાં બદ્રમાં થયેલ પરાજય–અપમાનનો બદલો લેવા માટે ત્રણ હજારના વિશાળ લશ્કર સાથે મક્કાના કાફિરો મદીના શરીફ ઉપર હુમલો કરવાના બદઈરાદા સાથે નીકળ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ વાતની ખબર પડી ગઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબએ કિરામ (રદિ.) સાથે વિચાર–વિમર્શ (મશવેરો) કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો અભિપ્રાય એવો હતો કે મુસલમાનો મદીનામાં જ રહે. પોતે જાતે કાફિરો સાથે લડાઈ ન કરે, પરંતુ જો કાફિરો હુમલો કરે તો તેના જવાબમાં યોગ્ય કાર્યવાહી કરવામાં આવે. બદ્રની લડાઈમાં ભાગ ન લઈ શકનાર કેટલાક જોશીલા સહાબા (રદિ.)નો અભિપ્રાય એવો હતો કે મદીનાથી બહાર નીકળીને તેમનો સામનો કરવામાં આવે. અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મુનાફિક આ સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ટેકેદાર હતો. સહાબએ કિરામ (રદિ.) વચ્ચેના અંદરોઅંદરના વાર્તાલાપ દરમ્યાન આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉઠયા, અંદર જઈને બખ્તર પહેર્યું અને બહાર આવ્યા. હવે બહાર સહાબા કે જેઓ મુકાબલો કરવાની તરફેણમાં હતા તેમને પસ્તાવો થયો કે તેમના કારણે જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નારાજ થયા. તેથી તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વિનંતી કરી કે જો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈચ્છા છે તો મદીનામાં રહીને જ સામનો કરવામાં આવે. આ સાંભળી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે નિર્ણય થઈ ગયા પછી એક નબી માટે હથિયાર હેઠા મૂકી દેવા,

નબીના દરજ્જા અને શાનની વિરુદ્ધ છે. તેથી મુસલમાનોનું લશ્કર ઉહુદ પહાડની ખીણમાં ગોઠવાઇ ગયું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની પીઠ ઉહુદ તરફ કરી અને પછી ફોજના કાયદા મુજબ હરોળો–સફોને વ્યવસ્થિત ગોઠવી દીધી. હઝરત મુસ્અબ બિન ઉમૈરને ઝંડો આપ્યો. હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.)ને પચાસ ધનુર્ધારી–તીરંદાજો સાથે પાછળના ભાગે એક ટેકરી ઉપર સુરક્ષાનું કામ સોંપ્યું અને તેમને કહયું, "તીરો દ્વારા ઘોડે સવારોની આગેકૂચને રોકો અને તેમને અમારી પાછળ ન આવવા દો. લડવાવાળાઓની હાર–જીત સંબંધે કોઇ ધ્યાન આપશો નહીં, પોતાની જગ્યાએથી ખસશો નહીં." આ અત્યંત દુરંદેશીપૂર્ણ પગલું હતું, પરંતુ પછીથી આ ધનુર્ધરો–તીરંદાજોની બેપરવાઇને લીધે મુસલમાનોને ઉહુદની લડાઇમાં હારવું પડયું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તમામ લોકોને એવો પણ હુકમ આપ્યો કે રજા સિવાય કોઇ પણ વ્યક્તિ લડાઇની શરૂઆત ન કરે. કુર્આન શરીફે આ હરોળ રચનાનું વર્ણન આવી રીતે કર્યું છે :

وَ اِذْ غَدَوْتَ مِنْ اَهْلِكَ تُبَوِّئُ الْمُؤْمِنِيْنَ مَقَاعِدَ لِلْقِتَالِ ؕ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿۱۲۱﴾

(સૂ. આલિ ઈમરાન, આ. ૧૨૧)

અનુવાદ : "અને હે પયગમ્બર ! મુસલમાનો સામે તે પ્રસંગનું વર્ણન કરો, જ્યારે કે તમે પોતાના ઘરમાંથી સવારે નીકળી મુસલમાનોને લડાઇ માટે મોરચા ઉપર ગોઠવતા હતા અને અલ્લાહ (તે) બધું જ સાંભળવાવાળો (તથા) જાણવાવાળો છે."

## (૬૫) મુનાફિકોની ગદ્દારી :

ઉહુદની લડાઇમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક હજારની ટૂકડી લઇને મદીનાની બહાર તશરીફ લાવ્યા. મુનાફિકોનો સરદાર

અબ્દુલ્લાહ બિન ઉબય મદીનામાં જ રહીને લડાઇ કરવાની તરફેણ કરતો હતો. હવે તેને તક મળી ગઇ અને તે પોતાનું એક તૃતીયાંશ ભાગનું લશ્કર અર્થાત્ ત્રણ સો (૩૦૦) લોકોને લઇને "શોત" સ્થળેથી એવું કહેતો કહેતો પાછો વળી ગયો કે મારી વાત તો માનવામાં આવી નહીં, અમે અકારણ પોતાની જાન કેમ ગુમાવીએ ? અબ્દુલ્લાહ બિન ઉબયનો મુખ્ય આશય આવી દુશ્મનાવટભરી નીતિ દ્વારા આવી નાજુક પરિસ્થિતિમાં ઇસ્લામી લશ્કરમાં શંકા–કુશંકાઓ નાખવાનો હતો. એનો આ હેતુ પૂર્ણતાને આરે હતો, કેમ કે ખઝરજથી સંબંધ રાખનાર કબીલો બનૂ સલ્મહ અને ઔસથી સંબંધ રાખનાર કબીલો બનૂ હારિસહ બન્ને લડાઇનું મેદાન છોડવાની તૈયારીમાં હતા, પરંતુ અલ્લાહે હકપરસ્ત લોકોના પગ મજબૂત રીતે જમાવી દીધા હતા. તેમને અદ્‌ભૂત હિમ્મત આપી. આથી મુનાફિકોની ઇચ્છા પૂરી ન થઇ શકી અને એમનું ષડયંત્ર નિષ્ફળ નીવડયું. બનૂ સલમહ અને બનૂ હારિસહ વિશે કુર્આન કહે છે :

إِذْ هَمَّتْ طَّآئِفَتَانِ مِنكُمْ أَن تَفْشَلَا ۙ وَاللَّهُ وَلِيُّهُمَا ۗ

وَعَلَى اللَّهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُونَ ﴿١٢٢﴾ (સૂ. આલિ ઇમરાન, આ. ૧૨૨)

અનુવાદ : "જ્યારે તમારામાંથી બે ટૂકડીઓએ હિમ્મત છોડી દેવા ધાર્યું પણ (પાછા દૃઢ થઇ ગયા, કારણ કે) અલ્લાહ તેઓનો સહાયક હતો અને મુઅમિનોએ તો અલ્લાહ ઉપર જ ભરોસો રાખવો જોઇએ."

મુનાફિકોના આ નિર્ણય બાબતે સહાબાઓ પૈકી કેટલાકે તેમને સમજાવ્યા છતાં પણ તેઓ માન્યા નહીં, પરંતુ એવું કહયું કે અમને લડાઇ નહીં થાય તેવો વિશ્વાસ છે, નહિતર અમે જરૂર આવત. કુર્આન આ પ્રસંગને પોતાના આગવા અંદાજમાં આવી રીતે વર્ણવે છે :

وَلِيَعْلَمَ الَّذِينَ نَافَقُوا ۚ وَقِيلَ لَهُمْ تَعَالَوْا قَاتِلُوا فِي سَبِيلِ اللَّهِ أَوِ ادْفَعُوا ۖ قَالُوا لَوْ نَعْلَمُ قِتَالًا لَّاتَّبَعْنَاكُمْ ۗ هُمْ لِلْكُفْرِ يَوْمَئِذٍ أَقْرَبُ مِنْهُمْ لِلْإِيمَانِ ۚ يَقُولُونَ بِأَفْوَاهِهِم مَّا لَيْسَ فِي قُلُوبِهِمْ ۗ وَاللَّهُ أَعْلَمُ بِمَا يَكْتُمُونَ ﴿١٦٧﴾ الَّذِينَ قَالُوا لِإِخْوَانِهِمْ وَقَعَدُوا لَوْ أَطَاعُونَا مَا قُتِلُوا ۗ قُلْ فَادْرَءُوا عَنْ أَنفُسِكُمُ الْمَوْتَ إِن كُنتُمْ صَادِقِينَ ﴿١٦٨﴾

*(સૂ. આલિ ઈમરાન, આ. ૧૬૭-૧૬૮)*

અનુવાદ : "અને તે લોકોને પણ ઓળખી લો કે જેઓ નિફાકથી વર્ત્યા. (તે દંભીઓને) જ્યારે કહેવામાં આવ્યું, 'આવો, અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરો અથવા ઓછામાં ઓછું પોતાના શહેરનું રક્ષણ જ કરો." તો કહેવા લાગ્યા કે જો અમને ખબર હોત કે આજે યુદ્ધ થશે તો અમે ચોક્કસ તમારી સાથે આવ્યા હોત.' અને તેમને કહેવામાં આવ્યું કે રણસંગ્રામમાં આવો અને અલ્લાહની રાહમાં લડો અથવા શત્રુઓને રોકો તો બોલ્યા, જો અમે રણ-સંગ્રામમાં લડવું જાણતા હોત તો જરૂર તમારો સાથ આપત. આ મુનાફિકો તે દિવસે ઈમાન કરતાં કુફ્રથી વધારે નજીક થઇ ગયા. તેઓ પોતાના મ્હોંથી એવી વાતો બોલે છે જે તેઓના દિલોમાં નથી, પરંતુ તેઓ જે વાતો છુપાવે છે તેને અલ્લાહ ખૂબ જાણે છે. એ લોકો એવા છે કે પોતાના ભાઇઓ વિશે ઘરોમાં બેસીને વાતો બનાવે છે કે જો તેમણે અમારી વાત માની હોત તો માર્યા ન જાત. હે નબી ! તમે કહી દો કે જો તમે સાચા છો તો હવે પોતાના ઉપરથી મોતને ટાળજો."

## (૬૬) ઉહુદની લડાઈની ક્ષણિક હાર :

ઉહુદની લડાઇના શરૂઆતના તબક્કામાં જીત થયા પછી જ્યારે કાફિરો ઢીલા પડયા તો ટેકરી ઉપર સ્થિત તીરંદાજોએ નુબુવ્વત (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમની વિરુદ્ધ જીતની ખુશીમાં નિષ્કાળજી બતાવી અને માલે ગનીમત એકઠું કરવામાં લાગી ગયા. પચાસમાંથી ચાળીસ લોકોએ પોતાના કમાન્ડર–સેનાધિપતિના સમજાવવા છતાં પોતાના મોરચા છોડી દીધા. હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.)એ આ પરિસ્થિતિનો ફાયદો ઉઠાવ્યો. (ખાલિદ બિન વલિદ (રદિ.) તે વખતે મુસલમાન થયા ન હતા અને કાફિરોના મુખ્ય કમાન્ડર–સરદાર હતા) અને પીઠ પાછળથી મુસલમાનો ઉપર હુમલો કર્યો. આવી રીતે મુસલમાનો ઘેરાઇ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ ઘાયલ થયા, પરંતુ હિમ્મતપૂર્વક સામનો કરતા રહયા. આ જ વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શહાદતની અફવા ફેલાઇ ગઇ, જેને કારણે અત્યંત વિચક્ષણ–કટોકટીભરી પરિસ્થિતિ પેદા થઇ ગઇ. છેવટે એ અફવાનું ખંડન થયું. મુસલમાનોએ ફરીથી કાફિરોનો સામનો કર્યો. આ લડાઈમાં ૭૦ મુસલમાનો શહીદ થયા. આ પરિસ્થિતિ જે મુસલમાનોની સાથે ઉપસ્થિત થઇ તેના ઉપર કુર્આને ચર્ચા કરી છે અને ઈમાનવાળાઓને સાંત્વન પણ આપ્યું છે :

وَلَا تَهِنُوْا وَلَا تَحْزَنُوْا وَاَنْتُمُ الْاَعْلَوْنَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٣٩﴾ اِنْ يَّمْسَسْكُمْ قَرْحٌ فَقَدْ مَسَّ الْقَوْمَ قَرْحٌ مِّثْلُهٗ ؕ وَتِلْكَ الْاَيَّامُ نُدَاوِلُهَا بَيْنَ النَّاسِ ۚ وَلِيَعْلَمَ اللّٰهُ

الَّذِينَ آمَنُوا وَيَتَّخِذَ مِنكُمْ شُهَدَاءَ ۗ وَاللَّهُ لَا يُحِبُّ
الظَّالِمِينَ ﴿١٤٠﴾ وَلِيُمَحِّصَ اللَّهُ الَّذِينَ آمَنُوا وَيَمْحَقَ الْكَافِرِينَ ﴿١٤١﴾
أَمْ حَسِبْتُمْ أَن تَدْخُلُوا الْجَنَّةَ وَلَمَّا يَعْلَمِ اللَّهُ الَّذِينَ جَاهَدُوا
مِنكُمْ وَيَعْلَمَ الصَّابِرِينَ ﴿١٤٢﴾ *(સૂ. આલિ ઈમરાન : ૧૩૯ થી ૧૪૨)*

**અનુવાદ :** "અને (આ હાર–પરાજયથી) તમે હિમ્મત હારો નહીં, તેમજ દિલગીર થાઓ નહીં અને જો તમે (પાકા) ઈમાનવાળા છો તો (આખરે) તમે જ ચઢિયાતા રહેશો. જો તમને (લડાઈમાં) હારનો ઘા લાગ્યો છે તો તે લોકોને પણ (ગઝવએ બદ્રમાં) તેવો જ ઘા લાગી ચૂક્યો છે અને આ (અમારો નિયમ છે કે વિજયના) દિવસોને લોકો વચ્ચે અમે ફેરબદલ કરતા રહીએ છીએ અને એટલા માટે એવું કર્યું કે અલ્લાહ (જાહેર રીતે પણ) ઈમાનદારોને જાણી લે અને તમારામાંથી કેટલાકને (ઉચ્ચ દરજ્જો આપવા) શહીદ બનાવે અને અલ્લાહ ઝુલ્મીઓને ચાહતો નથી અને એટલા માટે (એવું કર્યું કે) ઈમાનવાળાઓને (ગુનાહોના) મેલથી પવિત્ર કરે અને કાફિરોનો નાશ કરે. શું તમે એમ ધારો છો કે જન્નતમાં (એમ જ) ચાલ્યા જશો ? પણ હજુ સુધી તો અલ્લાહ તઆલાએ તમારામાંથી જે લડનારા છે તેમને જોયા (અજમાવ્યા) નથી તેમજ અડગ રહેનારાઓને પણ જોયા નથી."

## (૬૭) ધીરજ અને સહિષ્ણુતાનો નિર્દેશ :

ઉહુદની લડાઈમાં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ ઈજા પહોંચાડવામાં આવી. આપના પવિત્ર દાંત શહીદ થયા અને આપના પવિત્ર અને દૈદિપ્યમાન (પ્રકાશિત) ચહેરા મુબારકને પણ

ઈજા પહોંચી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝુબાન મુબારકથી કાફિરો માટે બદ્દુઆ (શાપ)ના કેટલાક શબ્દો નીકળી પડયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, "તે કૌમ કેવી રીતે સફળતા મેળવી શકશે જેણે પોતાના નબી સાથે આવો વર્તાવ કર્યો. આ કૌમ ઉપર અલ્લાહનો સખત અઝાબ (પ્રકોપ) હો, જેણે પયગમ્બરોના ચહેરા લોહીથી ખરડી નાખ્યા." *(તબરાની)* આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ બદ્દુઆ (શાપ)ના જવાબમાં અલ્લાહ તઆલાએ ધીરજ અને સહિષ્ણુતાનો નિર્દેશ આપ્યો અને બદ્દુઆ કરવાની ના પાડી. કુર્આન શરીફ ફરમાવે છે :

لَيْسَ لَكَ مِنَ الْاَمْرِ شَيْءٌ اَوْ يَتُوْبَ عَلَيْهِمْ اَوْ يُعَذِّبَهُمْ

فَاِنَّهُمْ ظٰلِمُوْنَ ﴿۱۲۸﴾ *(સૂ. આલિ ઈમરાન, આ. ૧૨૮)*

અનુવાદ : "(હે નબી !) તમને (બદ્દુઆનો) કોઈ અધિકાર નથી. (ધીરજ રાખો) એટલે સુધી કે અલ્લાહ તેઓને તવબહ નસીબ કરે અથવા તેઓને શિક્ષા આપે, કેમ કે તેઓ ઘણાં ઝુલ્મી છે." મૌલાના આઝાદના કહયા મુજબ, "આ પ્રસંગની ચર્ચા દ્વારા એ હકીકત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે ઝુલ્મ અને કુફ્ર કરવાવાળાઓના ખરાબ આચરણો—દુર્વ્યવહાર ગમે તેટલા આકરા કેમ ન હોય, પરંતુ હાદી અને સુધારકોએ તેમના સન્માર્ગે વળવાથી નાસીપાસ થવું ન જોઈએ અને રહમત (કૃપાદષ્ટિ) અને માફીની માંગણી સિવાય અન્ય કોઈ જુસ્સો પોતાના અંદર પેદા કરવો ન જોઈએ. માફી આપવી કે ન આપવી એ ખુદાનું કામ છે અને બધું જ એના ઉપર (અલ્લાહ ઉપર) છોડી દેવું જોઈએ. ઉહુદની લડાઈમાં ખુદ ઈસ્લામના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર દુશ્મનોએ વારંવાર સખત હુમલા કર્યા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મારી નાખવાનું ઈચ્છયું. આમ છતાં અલ્લાહે એ વાત પસંદ ન કરી કે દુશ્મનોની હિદાયત

(સન્માર્ગે વળવાનું) અને માફીની ઇચ્છા સિવાય અન્ય કોઇ જુસ્સો (વાત) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર હૃદયમાં પેદા થાય."

(તર્જુમાનુલ કુર્આન)

## (૯૮) ઝાતુલ રિકાઅની લડાઈમાં ડર (ભય)ની નમાઝ :

મુસલમાનો ઉપર હુમલો કરવા માટે ગતફાનના કબીલા બનૂ મુહારિબ અને બનૂ સઅલબાના એકઠા થવાની ખબર સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લગભગ ચારસો થી સાત સો સહાબએ કિરામ (રદિ.)ની ટુકડી સાથે નજદના વિસ્તાર તરફ રવાના થયા. હઝરત મૂસા અશ્અરી (રદિ.) વર્ણવે છે કે દરેક છ વ્યક્તિઓ દીઠ એક ઊંટ હતું. વારાફરતી તેના ઉપર સવારી કરતા હતા. પગે ચાલવાને લીધે પગમાં છાલા પડી ગયા અને પગ છોલાઇ ગયા હતા. નખ ખરી ગયા. લોકોએ પગ ઉપર પટ્ટીઓ અને કપડાંના ટૂકડા બાંધી લીધા એટલા માટે આ લડાઇનું નામ ઝાતુલ રિકાઅ (પટ્ટીઓવાળી લડાઇ) પડી ગયું. આવા સમયે દુશ્મનોની એક ટૂકડી સાથે ભેટો થયો, પરંતુ લડાઇ થઇ નહી. આ લડાઇમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા (રદિ.)ને ભયની નમાઝ (નમાઝે ખૌફ) પઢાવી. તેનું વર્ણન હદીસના ગ્રંથોમાં આવેલું છે. લડાઇની હાલતમાં 'નમાઝે ખૌફ' અદા કરતી વખતે સુરતુન્નિસાઅ્ની કેટલીક આયતો પણ ઉતરી, જેમાં ફરમાવવામાં આવ્યું :

وَ اِذَا ضَرَبْتُمْ فِي الْاَرْضِ فَلَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَقْصُرُوْا مِنَ الصَّلٰوةِ ۖ اِنْ خِفْتُمْ اَنْ يَّفْتِنَكُمُ الَّذِيْنَ كَفَرُوْا ؕ اِنَّ الْكٰفِرِيْنَ كَانُوْا لَكُمْ عَدُوًّا مُّبِيْنًا ﴿١٠١﴾ وَ اِذَا كُنْتَ

فِيْهِمْ فَاَقَمْتَ لَهُمُ الصَّلٰوةَ فَلْتَقُمْ طَآئِفَةٌ مِّنْهُمْ مَّعَكَ وَلْيَاْخُذُوْٓا اَسْلِحَتَهُمْ ۚ فَاِذَا سَجَدُوْا فَلْيَكُوْنُوْا مِنْ وَّرَآئِكُمْ ۪ وَلْتَاْتِ طَآئِفَةٌ اُخْرٰى لَمْ يُصَلُّوْا فَلْيُصَلُّوْا مَعَكَ وَلْيَاْخُذُوْا حِذْرَهُمْ وَاَسْلِحَتَهُمْ ۚ وَدَّ الَّذِيْنَ كَفَرُوْا لَوْ تَغْفُلُوْنَ عَنْ اَسْلِحَتِكُمْ وَ اَمْتِعَتِكُمْ فَيَمِيْلُوْنَ عَلَيْكُمْ مَّيْلَةً وَّاحِدَةً ؕ وَلَا جُنَاحَ عَلَيْكُمْ اِنْ كَانَ بِكُمْ اَذًى مِّنْ مَّطَرٍ اَوْ كُنْتُمْ مَّرْضٰٓى اَنْ تَضَعُوْٓا اَسْلِحَتَكُمْ ۚ وَخُذُوْا حِذْرَكُمْ ؕ اِنَّ اللّٰهَ اَعَدَّ لِلْكٰفِرِيْنَ عَذَابًا مُّهِيْنًا ﴿۱۰۲﴾

*(સૂ. નિસાઅ, આ. ૧૦૧–૧૦૨)*

**અનુવાદ :** "અને (હે મુસ્લિમો !) જ્યારે તમે મુસાફરીએ નીકળો ત્યારે જમીન ઉપર મુસાફરી કરો અને જ્યારે તમને કાફિરો તરફથી સતામણીની ધાસ્તી હોય તો નમાઝ(ની રકાતો)માંથી કમી કરવામાં તમારા ઉપર કંઇ ગુનાહ નથી. બેશક, કાફિરો તમારા ખુલ્લા દુશ્મન છે અને હે નબી ! જ્યારે તમે પણ (મુસાફરી) ભયભીત અવસ્થામાં તેઓની સાથે હોવ તો તેઓને તમે નમાઝ પઢાવવા ઇચ્છો તો તેઓમાંથી એક ટૂકડી તમારી સાથે ઊભી રહેવી જોઇએ અને પોતાના (અમુક) હથિયાર સાથે લેવા જોઇએ, પછી જ્યારે તેઓ સિજદહ (એક રકા'ત પૂરી કરે) કરી લે તો તેઓ તમારી પાસેથી પાછળ હટી જાય અને બીજી ટૂકડી જેણે (તમારી સાથે) નમાઝ પઢી નથી, તે આવે તો તેઓ (પણ) તમારી સાથે (બાકીની) નમાઝ પઢે અને આ લોકો પણ પોતાના બચાવમાં સાધનો તથા હથિયાર સાથે લઇ

લે, (કારણ કે) કાફિરો એવું ચાહે છે કે કોઇ પ્રકારે જો તમે તમારા હથિયારો અને સામાનથી ગાફિલ થઇ જાઓ તો તમારા ઉપર ઓચિંતો હુમલો કરી દે, પરંતુ જો તમને વરસાદ (વગેરે)ના કારણે તકલીફ પડી રહી હોય અથવા તમે બીમાર હોવ તો પોતાના હથિયાર ઉતારી મુકવાને તમને કોઇ ગુનોહ નથી તો પણ પોતાના બચાવનો સામાન સાથે લઇ લો. બેશક, અલ્લાહે કાફિરો માટે હલકાઇનો—નામોશીભર્યો અઝાબ તૈયાર કરી રાખ્યો છે."

નમાઝે ખૌફની ઉપર વર્ણવેલી રીત એવી પરિસ્થિતિમાં લાગુ પડે છે કે લડાઇ હજુ શરૂ થઇ ન હોય અને જમાત સાથેની નમાઝનો સમય હોય, દુશ્મનના હુમલાનો ભય હોય, પરંતુ લડાઇના મોરચા સજ્યા ન હોય. જો મોરચા ઉપર લડાઇ શરૂ થઇ ગઇ હોય અને જમાઅતની સાથે નમાઝની વ્યવસ્થા જ ન થઇ શકી હોય તો આવી સ્થિતિમાં નમાઝ વ્યક્તિગત રીતે છૂટી છૂટી પઢવામાં આવશે, પછી તેઓ સવારી ઉપર હોય અથવા તો પગે ચાલનારાઓ હોય, તમામને માટે આ રીત બરાબર રહેશે. રુકૂઅ અને સજદા માટે ફક્ત ઈશારો જ કાફી થઇ જશે. કિબ્લહનું (દિશાનું) સન્માન પણ જરૂરી નહી રહે. આ જ બાબતનું વર્ણન સૂરએ બકરહમાં પણ આવ્યું છે :

فَاِنْ خِفْتُمْ فَرِجَالًا اَوْ رُكْبَانًا ۚ *(સૂ. બકરહ : ૨૩૯માંથી)*

અનુવાદ : "પરંતુ જો તમને (કાયદેસર નમાઝ પઢવામાં દુશ્મન વગેરેનો) ભય હોય તો તમે ઊભા ઊભા અથવા તો સવારી ઉપર જ (નમાઝ) પઢી લો." અહીં એ ધ્યાન રહે કે નમાઝે ખૌફની છૂટ ફક્ત દુશ્મનના ડર સુધી જ સીમિત નથી, પરંતુ બીજા ભય વખતે પણ પઢી શકાય છે.



# ગઝ્વએ ખંદક

## (૬૯) યહૂદીઓની નીતિ :

ઉહુદના ગઝવહના થોડાક સમય પછી મદીનાના યહૂદી આગેવાનોનું એક પ્રતિનિધિમંડળ મક્કાના કુરૈશીઓને મળવા માટે મક્કા ગયું અને મક્કાના કુરૈશીઓ સાથે મુસલમાનો સાથે અસહકારનો કરાર કર્યો. કુરૈશીઓએ આ કરારના સમર્થનની નિશાનીરૂપે યહૂદીઓ પાસે 'જીબ્ત અને તાગૂત' નામના બે દેવોની મૂર્તિઓ સામે સજદો પણ કરાવ્યો, પછી કુરૈશીઓએ તેમને પૂછયું કે અમારો ધર્મ શ્રેષ્ઠ છે કે પછી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને માનનારાઓનો ? અને સાથે સાથે પોતાની કા'બાની સેવા, હાજીઓની સેવા, તવાફ અને ઉમરહ વગેરે વિશે પણ વાત કરી. યહૂદીઓએ જવાબ આપ્યો કે તમે સચ્ચાઇ ઉપર છો, તમારો ધર્મ શ્રેષ્ઠ છે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ભટકી ગયા છે. (મઆઝલ્લાહ—અલ્લાહનો આશ્રય) એનાથી વધારે સીધા માર્ગે તમે છો. આવો જ કરાર યહૂદીઓએ ગિતફાન કબીલા સાથે પણ કર્યો. પછી તેના થોડાક સમય પછી કાફિરોનું સામુહિક લશ્કર મુસલમાનો ઉપર હુમલો કરવા માટે મદીના તરફ રવાના થયું. કુર્આનની નીચેની આયતોમાં તેની તરફ ઈશારો છે :

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ الْكِتٰبِ يُؤْمِنُوْنَ

بِالْجِبْتِ وَالطَّاغُوْتِ وَيَقُوْلُوْنَ لِلَّذِيْنَ كَفَرُوْا هٰٓؤُلَآءِ اَهْدٰى

مِنَ الَّذِيْنَ اٰمَنُوْا سَبِيْلًا ﴿٥١﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ لَعَنَهُمُ اللّٰهُ ۚ
وَمَنْ يَّلْعَنِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ نَصِيْرًا ﴿٥٢﴾ (સૂ. નિસાઅ : ૫૧–૫૨)

અનુવાદ : "(હે નબી !) તે લોકોને તમે નથી જોયા ? જેઓને કિતાબનો (ઇલ્મની રૂએ) કેટલોક ભાગ મળ્યો છે. (છતાં) તેઓ મૂર્તિઓને અને શયતાનને માને છે અને કાફિરો વિશે કહે છે કે આ (મુશરિક) લોકો મુસલમાનો કરતાં વિશેષ સીધા માર્ગ ઉપર છે. આ તે જ લોકો છે કે જેઓના ઉપર અલ્લાહે લા'નત કરી છે અને જેના ઉપર અલ્લાહ લા'નત કરે તેનો (શિક્ષા વખતે) કોઇ સહાયક તમને મળશે નહીં."

હકીકત એ છે કે જ્યારે કોઇ સમૂહ–સમાજમાં સચ્ચાઇને અનુસરવાને બદલે ટોળાબંધીનો જઝબો જોર પકડી લે છે તો પછી તે સત્ય અને અસત્ય વચ્ચેનો ભેદ બાકી રાખતો નથી–સમજી શકતો નથી, પરંતુ તે વિરોધી ટુકડીને નુકસાન પહોંચાડવા અને દરેક પરિસ્થિતિમાં પોતાની વાત મનાવવા માટે હંમેશા ઇચ્છુક હોય છે, પછી ભલેને તેના સિદ્ધાંતો અને અકીદા (ધાર્મિક માન્યતા)ઓના વિરુદ્ધ કેમ જવું ન પડે ! મૌલાના અબ્દુલ કલામ આઝાદ (રહ.)એ લખ્યું છે, "આ જ હાલત મદીનાના યહૂદીઓની હતી. તેઓ હંમેશા મૂર્તિપૂજાના વિરોધી રહયા અને મૂર્તિપૂજકોની નિંદા તેમજ નફરત કરતા રહયા, પરંતુ હવે મુસલમાનોના પક્ષમાં આવીને મૂર્તિપૂજાની પ્રશંસા કરતા અને કહેતા, 'આ મુસલમાનો કરતાં તો મુશરિકોની રીતભાત જ સવાબથી વધારે યોગ્ય અને નિકટ છે."

## (૭૦) મુનાફિકોનું છળકપટ :

ખંદકનું યુદ્ધ (અહઝાબ) શવ્વાલ હિજરી–૫માં થયું હતું. મક્કાના કાફિરોએ યહૂદીઓ સાથેના કરાર મુજબ દસ હજારનું લશ્કર લઇને મદીના તરફ કૂચ કરી. આ સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા

(રદિ.) સાથે વિચાર–વિમર્શ કર્યો. હઝરત સલમાન ફારસી (રદિ.)ના મશ્વેરા (અભિપ્રાય) મુજબ ખંદક ખોદવાના નિર્ણયને માન્ય રાખવામાં આવ્યો. કામની વહેંચણી કરવામાં આવી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પણ ખોદકામમાં ભાગ લીધો. તમામ ઈમાનવાળાઓએ ખૂબ જ દઢતાપૂર્વક ભૂખ અને તકલીફની હાલતમાં ખંદક (ખાઇ) ખોદી.

આ સમયે મુનાફિકો (બહુમુખીયાઓ)એ વિખવાદ પડે તેવું કાર્ય કર્યું. તેઓ આવીને દેખાવ ખાતર થોડું ઘણું સામાન્ય કામ કરતા અને પછી ચોરીછૂપીથી ચાલ્યા જતા. જ્યારે ઈમાનવાળા મુખ્લિસ લોકો તન–મનથી કામમાં લાગેલા રહેતા અને સખત જરૂરિયાત હોય તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રજા લઇને જતા. મુનાફિકોના આવા વ્યવહારનું વર્ણન કુર્આન શરીફમાં કંઈક આવી રીતે કરવામાં આવ્યું છે :

قَدْ يَعْلَمُ اللهُ الَّذِيْنَ يَتَسَلَّلُوْنَ مِنْكُمْ لِوَاذًا ۚ فَلْيَحْذَرِ
الَّذِيْنَ يُخَالِفُوْنَ عَنْ اَمْرِهٖٓ اَنْ تُصِيْبَهُمْ فِتْنَةٌ اَوْ يُصِيْبَهُمْ
عَذَابٌ اَلِيْمٌ ۝٦٣

(સૂ. નૂર, આ. ૬૩માંથી)

અનુવાદ : "અલ્લાહ તે લોકોને જાણે છે, જેઓ તમારામાંથી આંખ બચાવીને (રસૂલની પાસેથી) છટકી જાય છે, તો જે લોકો તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તેઓએ આ વાતથી ડરવું જોઈએ કે તેઓના ઉપર (દુનિયામાં) કંઇ આફત આવી પડે અથવા (આખિરતમાં) તેમને દુ:ખદાયક અઝાબ (યાતના) પહોંચે."

## (૭૧) પ્રવર્તમાન પરિસ્થિતિની કઠણાઈ :

કાફિરોની આટલી સંગઠિત શક્તિ અને ટૂકડીના હુમલાને કારણે મુસલમાનો વેરવિખેર, ભયભીત અને પરેશાન થઇ ગયા હતા. કુર્આને તેનું સાહિત્યિક અને ઊંડાણપૂર્વકનું વર્ણન કર્યું છે :

إِذْ جَآءُوكُم مِّن فَوْقِكُمْ وَمِنْ أَسْفَلَ مِنكُمْ وَإِذْ زَاغَتِ الْأَبْصَارُ وَبَلَغَتِ الْقُلُوبُ الْحَنَاجِرَ وَتَظُنُّونَ بِاللَّهِ الظُّنُونَا ۝١٠ هُنَالِكَ ابْتُلِيَ الْمُؤْمِنُونَ وَزُلْزِلُوا زِلْزَالًا شَدِيدًا ۝١١

*(સૂ. અહઝાબ, આ. 10-11)*

અનુવાદ : "જ્યારે તેઓ તમારા ઉપર ઊંચાણ તરફથી તેમજ નીચાણ તરફથી ચઢી આવ્યા અને જ્યારે (ભયના કારણે) આંખો ફાટેલી રહી ગઇ હતી અને કાળજાં ગળા સુધી પહોંચી ગયા હતા અને અલ્લાહ વિશે તમે અનેક પ્રકારની કલ્પનાઓ કરી રહયા હતા. તે મોકા ઉપર (તે સમયે) ઇમાનવાળાઓની ખૂબ પરીક્ષા થઈ અને (તેઓને) બહુ સખત રીતે હચમચાવી નાખવામાં આવ્યા."

ઇમાનવાળાઓના દિલોમાં આવા વસવસા અને વિચારો સ્વાભાવિક રીતે જ આવ્યા હતા, જે ગુનોહ (પાપ) નથી, નહિતર હકીકતમાં ઇમાનવાળાઓનું ઇમાન ખૂબ જ મજબૂત હતું.

કુર્આન વર્ણવે છે :

وَلَمَّا رَأَى الْمُؤْمِنُونَ الْأَحْزَابَ قَالُوا هَٰذَا مَا وَعَدَنَا اللَّهُ وَرَسُولُهُ وَصَدَقَ اللَّهُ وَرَسُولُهُ ۚ وَمَا زَادَهُمْ إِلَّا إِيمَانًا وَتَسْلِيمًا ۝٢٢

*(સૂ. અહઝાબ, આ. ૨૨)*

અનુવાદ : "અને જ્યારે મુસલમાનોએ લશ્કરો જોયાં તો કહેવા લાગ્યા, આ તે જ અવસર (પ્રસંગ) છે, જેનો અલ્લાહે તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમને વાયદો કર્યો હતો અને અલ્લાહે તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સાચું ફરમાવ્યું હતું અને એથી એમના ઇમાનમાં અને તાબેદારીમાં જ વધારો થયો હતો."

## (૭૨) ઈમાનવાળાઓનો વિજય :

અહઝાબના યુદ્ધનું સંપૂર્ણ વર્ણન, મુનાફિકોનું વચનથી ફરી જવું, તેમની કાવતરાખોર ભૂમિકા અને કાર્યનું સંપૂર્ણ વર્ણન સીરતના ગ્રંથોમાં છે. આનું વર્ણન અત્રેના વિષય બહારનું છે. છેવટે અલ્લાહ તઆલાએ કાફિરોમાં ફૂટફાટ નાખી દીધી, તેમના પગ ઉખડી ગયા. તેમના ઉપર અતિ ઠંડી હવા ચલાવવામાં આવી, જેણે તેમના તંબુઓ ઉખાડીને ફેંકી દીધા. ચૂલાઓ ઉપરથી હાંડીઓ ઉડાડી દીધી. ફરિશ્તાઓને મોકલીને એમનાં દિલો પર ધાક બેસાડી દીધી. ભયભીત હાલતમાં તેઓ ભાગી છૂટયા. કુર્આને ઈમાનવાળાઓની સફળતા અને અલ્લાહની કૃપાઓનું વર્ણન કર્યું છે :

يَآيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ
جَآءَتْكُمْ جُنُوْدٌ فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِيْحًا وَّجُنُوْدًا لَّمْ تَرَوْهَا ۚ
وَكَانَ اللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرًا ۝٩ (સૂ. અહઝાબ, આ. ૯)

અનુવાદ : "હે ઈમાનવાળાઓ ! પોતાના ઉપરનો ખુદાઈ ઉપકાર યાદ કરો, જ્યારે તમારા ઉપર લશ્કરો ચઢી આવ્યા ત્યારે અમે તેઓના ઉપર સખત પવન તથા (ફરિશ્તાઓ) એવાં સૈન્યો મોકલ્યા, જે તમને દેખાતા ન હતા અને (તે વેળા) જે કંઈ તમે કરતા હતા તેને અલ્લાહ જોતો હતો."

وَرَدَّ اللّٰهُ الَّذِيْنَ كَفَرُوْا بِغَيْظِهِمْ لَمْ يَنَالُوْا خَيْرًا ۚ
وَكَفَى اللّٰهُ الْمُؤْمِنِيْنَ الْقِتَالَ ۚ وَكَانَ اللّٰهُ قَوِيًّا عَزِيْزًا ۝٢٥

(સૂ. અહઝાબ, આ. ૨૫)

અનુવાદ : "અને અલ્લાહે કાફિરોને તેઓના ક્રોધમાં જ ભરેલા પાછા ફેરવ્યા કે તેઓને કંઈ જ લાભ મળ્યો નહીં અને અલ્લાહે

મુસલમાનોના તરફથી લડાઈને પોતાના ઉપર લઈ લીધી અને અલ્લાહ મહા બળવાન (તથા) જબરદસ્ત છે."

## (૭૩) બનૂ કુરૈઝાનું યુદ્ધ :

યહૂદીઓના કબીલા 'બનૂ કુરૈઝા'એ છૂપી રીતે કાફિરોની મદદ કરીને મુસલમાનો સાથે કરેલા કરારનું સ્પષ્ટ ઉલ્લંઘન કર્યું હતું. ખંદકના ગઝવહ (લડાઈ)માં સફળતા મળ્યા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એમના ઉપર ચઢાઈ કરી. તેઓ કિલ્લામાં સંતાઈ ગયા. ઈસ્લામી લશ્કરે કિલ્લાને ઘેરી લીધો. તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે શરણાગતિ સ્વીકારી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નિર્ણયને માન્ય રાખ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના તરફથી હઝરત સઅદ બિન મઆઝને ચુકાદો કરવાની (નિર્ણય કરવા અંગેની) જવાબદારી સોંપી. તેઓ ખંદકના ગઝવહમાં તીર વાગવાથી ગંભીર રીતે ઘાયલ થયા હતા. તેમણે એવો ચુકાદો આપ્યો કે યુવાનોને મારી નાખવામાં આવે અને સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધો સાથે યુદ્ધના કેદીઓ જેવો વ્યવહાર કરવામાં આવે. તેમને ગુલામ બનાવીને તેમની તમામ મિલકતો મુસલમાનોમાં વહેંચી દેવામાં આવે, તેથી યુવાનોને મારી નાખવામાં આવ્યા અને કેટલાક યુવાનો મુસલમાનો બની જતાં તેમને છોડી મુકવામાં આવ્યા.

કુર્આને આ ગઝવહનું વર્ણન કર્યું છે :

وَاَنْزَلَ الَّذِيْنَ ظَاهَرُوْهُمْ مِّنْ اَهْلِ الْكِتٰبِ مِنْ
صَيَاصِيْهِمْ وَقَذَفَ فِيْ قُلُوْبِهِمُ الرُّعْبَ فَرِيْقًا تَقْتُلُوْنَ
وَتَاْسِرُوْنَ فَرِيْقًا ۝ وَاَوْرَثَكُمْ اَرْضَهُمْ وَدِيَارَهُمْ وَاَمْوَالَهُمْ

وَاَرْضًا لَّمْ تَطَـُٔوْهَا ۚ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرًا ﴿٢٧﴾

(સૂ. અહઝાબ, આ. ૨૬–૨૭)

અનુવાદ : "અહલે કિતાબમાંથી જેઓએ તે (મુશરિક) લોકોની સહાય કરી હતી તેઓને તેઓના કિલ્લાઓથી નીચે ઉતાર્યા અને તેઓના દિલોમાં તમારી ધાક બેસાડી દીધી કે (તે પછી) કેટલાકને તમે કતલ કરવા લાગ્યા અને કેટલાકને કેદ કરી લીધા અને તેઓની જમીન તથા તેઓના ઘર અને તેઓના માલના તમને માલિક બનાવ્યા. વળી, એવી જમીનના પણ કે જેના ઉપર તમે (હજુ સુધી) પગ સુદ્ધાં મૂક્યા નથી અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કુદરત રાખે છે."

## (૭૪) તોહમતનો પ્રસંગ :

હિજરી–૬માં બનૂ મુસ્તલકના ગઝવહ વખતે આ ઘટના બની. હઝરત આઇશા (રદિ.) મુસાફરી વખતે એક સ્થળે રોકાણ વખતે કુદરતી હાજતે ગયાં, જ્યારે આપ (રદિ.) કુદરતી હાજતેથી પાછા આવ્યાં ત્યારે કાફલો રવાના થઇ ચૂક્યો હતો. હઝરત સફવાન (રદિ.) (જેઓને કાફલાની પાછળ પાછળ દેખરેખ રાખવા માટે નિયુક્ત કરવામાં આવ્યા હતા) ત્યાં આવ્યા તો તેમણે હઝરત આઇશા (રદિ.)ને જોયાં. તેમણે પોતાના ઊંટને બેસાડી દીધું. આપ (આઇશા રદિ.) તેના ઉપર બેઠાં. હઝરત સફવાન ઊંટની નકીલ પકડીને પગપાળા કાફલા સુધી પહોંચ્યા. મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયને તક મળી ગઇ. તેણે હઝરત આઇશા (રદિ.) ઉપર બોહતાન લગાડયું અને તોહમત મૂકી. મુનાફિકોની આ ચાલબાજીમાં ત્રણ મુખ્લિસ મુસલમાનો (હઝરત હસ્સાન બિન સાબિત, મિસ્તાહ બિન અસાસહ અને હમનહ બિન જહશ) પણ સંડોવાઇ ગયા અને તેઓ પણ મુનાફિકોની વાત વારંવાર કહેવા લાગ્યા. આ ઘટનાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત આઇશા (રદિ.) અને તમામ ઇમાનવાળાઓના

દિલમાં અત્યંત દુઃખની લાગણી પેદા થઈ. એક મહિના પછી સૂરએ નૂરનો બીજો અને ત્રીજો રુકૂઅ્ ઉતર્યો, જેમાં મુનાફિકોનું ષડયંત્ર અને હઝરત આઈશા (રદિ.)ની પવિત્રતા અને પતિપરાયણતા–શિયળનું સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું. પવિત્ર સ્ત્રીઓ ઉપર વિના વિચાર્યે તોહમત લગાડવાને લા'નતને પાત્ર અને અઝાબ તરીકે નિર્દેશવામાં આવ્યા.

મૌલાના દરિયાબાદીએ લખ્યું છે કે, "નબીની જિંદગીનો એક એક ભાગ ઉમ્મતને માટે કૃપા છે, બરકત છે. ઉમ્મતની ઘણી નેક અને પવિત્ર સ્ત્રીઓ ઉપર આજે પણ કેવી કેવી તોહમતો લગાડવામાં આવે છે. આ બધાને (સ્ત્રીઓને) આ ઘટનાથી સબ્ર અને સાંત્વનનો કેટલો મોટો સહારો હાથમાં આવી ગયો !"

## (૭૫) હુદયબિય્યહની સુલેહ :

સુલેહ હુદયબિય્યહનું સવિસ્તાર વર્ણન હદીસોમાં અને સીરતના ગ્રંથોમાં છે જ. કુર્આનમાં એના વિશિષ્ટ પાસાઓનું વર્ણન છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મદીનામાં એવું સ્વપ્નું જોયું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબા (રદિ.)ની સાથે શાંતિપૂર્વક સુરક્ષા સાથે મક્કામાં પ્રવેશીને ઉમરહ કરી રહયા છે. કેટલાક લોકોએ માથું મૂડાવ્યું. કેટલાક લોકોએ વાળ કપાવ્યા. નબીનું સ્વપ્નું વહી હોય છે. એટલે એનું બનવું નિર્મિત હતું જ, પરંતુ તેનો સમય નક્કી ન હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા (રદિ.)ને આ વાત કરી. સહાબા (રદિ.) અત્યંત ખુશી–શોખપૂર્વક તરત જ તૈયાર થઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચૌદસો સહાબા (રદિ.)ને લઈને મક્કા તરફ રવાના થયા. ઝુલહુલૈફહમાં એહરામ બાંધ્યા. કાફિરોને ખબર પડી તો તેમણે એવું નક્કી કર્યું કે મુસલમાનોને મક્કામાં પ્રવેશવા દેવામાં ન આવે. હુદયબિય્યહ આવ્યું. એટલે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઊંટણી બેસી ગઈ. ઘણાં પ્રયત્નો કરવા છતાં પણ ઊભી થઈ નહીં. તેથી આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહનો ઈશારો સમજી ગયા અને ત્યાં જ રોકાણ કર્યું. ત્યાર પછી મક્કાવાસીઓ સાથે પ્રતિનિધિઓ દ્વારા ચર્ચા-વિચારણા શરૂ કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સ્પષ્ટતા કરી કે અમારો હેતુ લડાઈનો નથી, પરંતુ 'ઉમરહ' કરવાનો છે. જો અમને ઉમરહ કરવાથી રોકવામાં આવશે તો અમો લડાઈ કરીશું. સુલેહની વાતો પણ સામે આવી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત ઉસ્માન (રદિ.)ને પોતાના દૂત બનાવીને મક્કા શરીફ મોકલ્યા. હઝરત ઉસ્માન (રદિ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સંદેશો પહોંચાડયો અને ત્રણ રાત્રિઓ સુધી મક્કા શરીફમાં રહયા. આ સમયગાળા દરમિયાન કુરૈશ કબીલાના પચાસ પુરુષોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર હુમલો કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમને પકડી પાડવામાં આવ્યા. ધરપકડના સમાચાર સાંભળીને મક્કાના કાફિરોએ હઝરત ઉસ્માન (રદિ.) તથા બીજા દસ મુસલમાનોને રોકી લીધા. બીજી બાજુ મુસલમાનોને એવા સમાચાર મળ્યા કે કાફિરોએ હઝરત ઉસ્માન (રદિ.)ને મારી નાખ્યા. આ સમાચાર સાંભળીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા (રદિ.)ને ઝાડની નીચે એકઠા કરી જિહાદ માટે 'બયઅત' લીધી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના હાથને હઝરત ઉસ્માન (રદિ.)નો હાથ ગણાવી તેમના તરફથી 'બયઅત' લીધી. આ 'બયઅત'ને 'બયઅતે રિઝવાન' કહેવામાં આવે છે.

બીજી બાજુ મક્કાના રહેવાસીઓ ઉપર મુસલમાનોની ધાક પડેલી હતી. પરિણામે તેમણે પોતાના દૂતોને માફી માટે મોકલ્યા. આ સંદેશ-વાહકોએ હઝરત ઉસ્માન (રદિ.)ના ખૂનના સમાચારને ખોટા ગણાવ્યા. ત્યાર બાદ સમાધાન માટેની શરતો અને કલમો નક્કી થઈ, જેમાં આ વર્ષને બદલે આવતા વર્ષે તવાફ અને ઉમરહ, દસ વર્ષ સુધી યુદ્ધ વિરામ અને દરેક પ્રકારની છૂપી કે જાહેરી કાર્યવાહીથી દૂર રહેવું, બન્ને પાર્ટીઓમાં કોઈનો પણ મિત્ર (હલીફ) બનવાની અરબ કબીલાને છૂટ, મુસલમાનો

પાસે કુરૈશીઓનો કોઇ પણ માણસ જાય તો તેને પાછો મોકલી આપવો જરૂરી અને કુરૈશીઓ પાસે જો કોઇ મુસલમાન જાય તો તેને પાછો ન મોકલવો વગેરે શરતો તેમાં હતી.

આ કરાર નક્કી થયો. મુસલમાનો દેખીતી રીતે જ આ કરારની શરતોથી ખુશ ન હતા, પરંતુ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મરજી ઉપર તમામે માથું નમાવી સંમતિ દર્શાવી હતી. દેખીતી રીતે એવું લાગતું હતું કે આ સુલેહ દબાણમાં આવીને—ડરીને કરવામાં આવી છે, પરંતુ કુર્આન શરીફે તેને ખુલ્લમ ખુલ્લો—સ્પષ્ટ વિજય ગણાવ્યો છે. કેમ કે હુદયબિય્યહની સુલેહથી તમામ લડાઇઓનો અંત આવી ગયો. ખેબર, તબૂક, તિમાઅ વગેરે જીતાઇ ગયા. ઇસ્લામનો વિસ્તાર વધ્યો.

કુર્આને કરીમ ફરમાવે છે :

إِنَّا فَتَحْنَا لَكَ فَتْحًا مُّبِينًا ۝١ لِّيَغْفِرَ لَكَ اللَّهُ مَا تَقَدَّمَ مِن ذَنبِكَ وَمَا تَأَخَّرَ وَيُتِمَّ نِعْمَتَهُ عَلَيْكَ وَيَهْدِيَكَ صِرَاطًا مُّسْتَقِيمًا ۝٢ وَيَنصُرَكَ اللَّهُ نَصْرًا عَزِيزًا ۝٣ (સૂ. ફતહ : 1 થી 3)

અનુવાદ : "બેશક, હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! અમે તમને એક સ્પષ્ટ વિજય આપ્યો કે જેથી અલ્લાહ તમારી આગલી તથા પાછલી ભૂલોને માફ કરે અને તમારા ઉપર પોતાના ઉપકાર (અધિકતર) પૂર્ણ કરે અને આપને (બેધડક) સીધા માર્ગે ચલાવે (અને અલ્લાહ આપને પ્રભાવશાળી—જબરદસ્ત સહાયતા પ્રદાન કરે)."

બયઅતે રિઝવાનનો ઉલ્લેખ પણ કુર્આન શરીફ કરે છે :

إِنَّ الَّذِينَ يُبَايِعُونَكَ إِنَّمَا يُبَايِعُونَ اللَّهَ ؕ يَدُ اللَّهِ فَوْقَ

أَيْدِيهِمْ ۚ فَمَن نَّكَثَ فَإِنَّمَا يَنكُثُ عَلَىٰ نَفْسِهِ ۖ وَمَنْ أَوْفَىٰ بِمَا عَاهَدَ عَلَيْهُ اللَّهَ فَسَيُؤْتِيهِ أَجْرًا عَظِيمًا ﴿١٠﴾ (સૂ. ફતહ : 10)

અનુવાદ : "(હે પયગમ્બર !) જે લોકો તમારાથી બયઅત કરી રહયા હતા તેઓ વાસ્તવમાં અલ્લાહ સાથે બયઅત કરી રહયા હતા. તેમના હાથ ઉપર અલ્લાહનો હાથ હતો, પછી જે કોઇ વચનભંગ કરશે તો તેના વચનભંગ કરવાની મુસીબત સ્વયં તેના ઉપર જ પડશે અને જે કોઇ તે કરાર પાળશે જેનું તેણે અલ્લાહને વચન આપ્યું છે તો અલ્લાહ ટૂંક સમયમાં તેને મહાન બદલો આપશે."

આ સમયે સુલેહ અને યુદ્ધ વિરામની બે શરતો તરફ કુર્આન શરીફે ઈશારો કર્યો છે :

(૧) પ્રથમ તો એ કે મક્કામાં ઘણા બધા એવા મુસલમાન પુરુષો અને સ્ત્રીઓ હાજર હતા જેમણે યા તો એમનું ઈમાન છુપાવી રાખ્યું હતું અથવા તો તેમને ઈમાનની ખબર તો હતી, પરંતુ તેઓ લાચાર હતા અને કાફિરો તરફથી થતો ઝુલ્મ સહન કરી રહયા હતા. જો લડાઇ થતી તો અજાણ્યા ફોજી મુસલમાનોને હાથ આ મુસલમાનો પણ હુમલાનો ભોગ બનતા અને માર્યા જતા, જે મુસલમાનો માટે પસ્તાવા અને દુઃખનું કારણ બનતું તો બીજી બાજુ મુશ્રિકો મેણું મારતા કે તેઓ પોતાના ભાઈઓને મારે છે.

(૨) બીજી મસ્લિહત એ છે કે અલ્લાહ તઆલા કુરૈશીઓને લડાઈમાં હરાવીને મક્કા ઉપર વિજય મેળવવાનું ઈચ્છતા ન હતા, પરંતુ મુખ્ય આશય એ હતો કે આ સમય દરમિયાન તેમને દરેક બાજુએથી ઘેરી લઈને તેમને એટલા બધા મજબૂર અને લાચાર બનાવી દે કે કોઇ પણ

જાતની મહેનત વિના તેઓ હાર માની લે અને પછી ઈસ્લામ કબૂલ કરી લે, જેના ફળસ્વરૂપ હિજરી–૬માં સુલેહ થઇ અને હિજરી–૮માં મક્કા ઉપર વિજય પ્રાપ્ત થયો.

કરાર મુજબ આવતા વર્ષે હિજરી–૭માં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા (રદિ.)ઓની સાથે ઉમરતુલ કઝા–કઝા ઉમરહ કર્યો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું સ્વપ્નું સાચું ઠર્યું–પરિપૂર્ણ થઇને જ રહયું.

કુર્આન કહે છે :

لَقَدْ صَدَقَ اللّٰهُ رَسُوْلَهُ الرُّءْيَا بِالْحَقِّ ۚ لَتَدْخُلُنَّ الْمَسْجِدَ الْحَرَامَ اِنْ شَآءَ اللّٰهُ اٰمِنِيْنَ ۙ مُحَلِّقِيْنَ رُءُوْسَكُمْ وَمُقَصِّرِيْنَ ۙ لَا تَخَافُوْنَ ؕ

(સૂ. ફતહ, આ. ૨૭માંથી)

અનુવાદ : "બેશક, અલ્લાહે પોતાના રસૂલને સાચું સ્વપ્નું દેખાડયું, જે તદન ખરું છે કે અલ્લાહ ચાહશે તો તમે મસ્જિદે હરામમાં સલામતી સાથે દાખલ થશો કે તમારામાંથી કોઇ માથું મુંડાવતો હશે અને કોઇ વાળ કતરાવતો હશે (અને) તમને કોઇ પણ જાતનો ભય રહેશે નહીં."

હુદયબિય્યહના પ્રવાસે જતાં પહેલાં મદીના શરીફની આસપાસના લોકોને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની સાથે આવવા માટે કહયું હતું, પરંતુ તેમણે પોતાના જીવને વ્હાલો ગણ્યો અને બહાર ન નીકળ્યા. આ બધા અસ્લમ, મઝીનહ, જાહીનહ, ગિફ્ફાર, અશજઅ વગેરે કબીલાના લોકો હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મદીના પાછા ફરતી વખતે માર્ગમાં મુસાફરી દરમિયાન જ જણાવી દેવામાં આવ્યું હતું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હેમખેમ–ક્ષેમકુશળ પરત

આવવાથી તેઓ ખોટા બહાના શોધશે કે બાલબચ્ચાં અને માલ–મિલકતને જવા ન દીધા. કુર્આને વર્ણવ્યું છે કે તેમનું આ બહાનું જૂઠું હશે. તેઓ ફક્ત મોઢેથી જ આવી વાતો કરશે. સુલેહ હુદયબિય્યહના ત્રણ મહિના પછી "ગઝવએ ખૈબર"ની લડાઈ લડવામાં આવી. આ ગઝવહમાં ફક્ત એ લોકોને જ શામિલ કરવામાં આવ્યા જે લોકો હુદયબિય્યહની સુલેહ વખતે હાજર હતા. હુદયબિય્યહ વખતે તેમાં ન જોડાનાર લોકોની ઈચ્છા ખૈબરની લડાઈમાં ભાગ લેવાની હતી, કારણ કે હવે ભય ઓછો હતો, જીતનો લગભગ સંપૂર્ણ ભરોસો હતો. ગનીમતનો માલ પુષ્કળ પ્રમાણમાં મળવાની આશા હતી, પરંતુ તેમને ના પાડી દેવામાં આવી અને તેમને કહેવામાં આવ્યું કે ખૈબર પછી પણ બીજા ઘણા ગઝવહ આવશે ત્યારે તેમાં ભાગ લેજો.

## (૭૬) ગઝવએ ખૈબર–ખૈબરની લડાઈ :

હિજરી–૭માં આ લડાઇ થઇ. યહૂદીઓ લડાઇની શરૂઆતમાં મુકાબલો કર્યા પછી હિમ્મત હારી ગયા. મુસલમાનોએ બધા જ કિલ્લા જીતી લીધા અને જીત મેળવી લીધી. મુસલમાનોને ઘણો બધો ગનીમતનો માલ મળ્યો. કુર્આન શરીફે તેનું ટૂંકમાં વર્ણન કર્યું છે :

وَعَدَكُمُ اللّٰهُ مَغَانِمَ كَثِيْرَةً تَاْخُذُوْنَهَا فَعَجَّلَ لَكُمْ هٰذِهٖ

*(સૂ. ફત્હ, આ. ૨૦માંથી)*

**અનુવાદ :** "અલ્લાહે તમને (બીજી પણ) ઘણી ગનીમતોનો વાયદો આપ્યો છે, જેને તમે મેળવશો તો (તે પૈકી) આ ગનીમત તમને તરત જ આપી (તત્કાળ) તમને આ વિજય અપાવી દીધો."

وَاَثَابَهُمْ فَتْحًا قَرِيْبًا *(સૂ. ફત્હ, આ. ૧૮માંથી)*

**અનુવાદ :** "અને અલ્લાહે તેમને (હુદયબિય્યહવાળાઓને) ઈનામમાં એક નજીકની–ત્વરિત જીત આપી."

فَجَعَلَ مِنْ دُوْنِ ذٰلِكَ فَتْحًا قَرِيْبًا (૨૭) (સૂ. ફતહ : ૨૭માંથી)

અનુવાદ : "પછી અલ્લાહે સ્વપ્નું પૂરું થાય તે પહેલાં આ નજીકની–ત્વરીત જીત (ફતહે ખૈબર) તમને અપાવી દીધી."

## (૭૭) મુહાજિર સ્ત્રીઓ વિશે હુકમ :

સુલેહ હુદયબિય્યહની શરતોમાં એક શરત એ પણ હતી કે મક્કાવાસીઓમાંથી કોઇ પણ વ્યક્તિ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે જશે તેને જરૂર પાછો મોકલવો પડશે. પછી તે મુસલમાન જ કેમ ન હોય ? જ્યારે મદીનાથી મક્કા આવનારા મુસલમાનને પાછો મોકલવામાં આવશે નહીં. આ કરાર પૂર્ણ થયા પછી હઝરત અબૂ જન્દલ કેદીની હાલતમાં બેડીઓ સાથે આવ્યા તો અત્યંત દુ:ખી હોવા છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કરારની વચનબદ્ધતા જાળવી અને તેમને બહુ જ જલ્દીથી છૂટકારાનો વિશ્વાસ અપાવીને પાછા મોકલી આપ્યા. ત્યાર પછી મક્કાની કેટલીક મુસલમાન સ્ત્રીઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે આવી ગઇ, જેમાં હઝરત સઇદહ બિન્તે હારિસ, અસલમિયહ અને હઝરત ઉમ્મે કુલ્સુમ બિન્તે ઉક્બા બિન અબી મુઇત વગેરેના નામો યાદીમાં પ્રથમ છે. કાફિરોએ કરાર મુજબ તેમને પાછા મોકલવાની માંગણી કરી, પરંતુ કરારમાં મર્દ શબ્દ હતો, તેથી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સ્ત્રીઓને પરત સોંપવાની માંગણીનો અસ્વીકાર કરી દીધો. ત્યાર પછી આ બાબતે કુર્આન શરીફની આયત પણ ઉતરી, જેમાં મુસલમાનો અને મુશરિકોની વચ્ચે અંદરોઅંદર શાદી (લગ્ન)ને હરામ ઠેરવવામાં આવી અને એ સ્પષ્ટ કરી દીધું કે સ્ત્રીઓના છૂટા પડવાનું–સ્ત્રીઓને વ્યાપક નિયમોમાંથી મુક્તિ આપવાનું અસલ કારણ એમનું ઇમાન છે, જેનો હકીકી સંબંધ તેમના દિલ સાથે છે અને એને અલ્લાહ સિવાય કોઇ જાણતું નથી, પરંતુ જીભથી ઇકરાર (કબૂલાત), પ્રતિજ્ઞા અને શિષ્ટાચાર (વ્યવહાર) લક્ષણો ઉપરથી ઇમાનનો

કયાસ કાઢી શકાય છે. જો કે મક્કાથી મદીના આવવાવાળી સ્ત્રીઓ વિશે ઇસ્લામ સિવાય પતિથી નારાજગી અથવા તો મદીનાના કોઇ પુરુષ સાથે પ્રેમ અથવા અન્ય કોઇ દુન્યવી ગરજથી આવી હોય એવી શક્યતા હતી તેથી તેમના ઇમાનને પરખવાનો–ઉલટ તપાસ કરવાનો હુકમ આપવામાં આવ્યો. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ પરીક્ષાની રીત એવી બતાવી છે કે મુહાજિર સ્ત્રીઓ પાસે પ્રતિજ્ઞા લેવડાવવામાં આવતી કે તેઓ ફક્ત અલ્લાહની પ્રશંસા પ્રાપ્ત કરવા માટે આવેલ છે, પછી તેમને મદીનામાં રોકાવાની છૂટ આપવામાં આવતી હતી. હઝરત આઇશા (રદિ.)ના જણાવ્યા મુજબ પરીક્ષાની રીત એવી હતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ સ્ત્રીઓને શિર્ક, ચોરી, ઝિના (વ્યભિચાર), અવલાદનું ખૂન, બોહતાન અને તોહમત, નાફરમાની (હુકમનો અનાદર) વગેરેથી પૂરેપૂરી રીતે બચવાની બયઅત લઇને પછી જ રોકાવાની રજા આપતા હતા. આ બયઅતનું વર્ણન પણ કુર્આનમાં છે. મુફસ્સિરીન–તફસીરવિવેચકોનો અભિપ્રાય એવો છે કે પ્રતિજ્ઞા અને બયઅત બન્ને દ્વારા પરીક્ષા થતી હતી અને પરીક્ષા લેવામાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હઝરત ઉમર ફારૂક (રદિ.) પણ જોડાતા હતા.

કુર્આન ફરમાવે છે કે :

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا جَآءَكُمُ الْمُؤْمِنٰتُ مُهٰجِرٰتٍ فَامْتَحِنُوْهُنَّ ؕ اَللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِهِنَّ ۚ فَاِنْ عَلِمْتُمُوْهُنَّ مُؤْمِنٰتٍ فَلَا تَرْجِعُوْهُنَّ اِلَى الْكُفَّارِ ؕ لَا هُنَّ حِلٌّ لَّهُمْ وَلَا هُمْ يَحِلُّوْنَ لَهُنَّ ؕ

(સૂ. મુમ્તહિનહ, આ. 10માંથી)

અનુવાદ : "હે ઇમાનવાળાઓ ! જ્યારે તમારી પાસે ઇમાનવાળી સ્ત્રીઓ હિજરત કરીને આવે તો (તમારી ખાતરી માટે) તેમની (ઇમાનની)

પરીક્ષા કરી લો. અલ્લાહ તો તેમના ઈમાનને સારી પેઠે જાણે છે, પછી જો તેમને તમે ઈમાનદાર સમજો તો તેમને કાફિરો તરફ પાછી મોકલો નહીં, (કેમ કે) એ સ્ત્રીઓ ન તો કાફિરો માટે હલાલ છે અને તે કાફિરો આ સ્ત્રીઓ માટે હલાલ છે."

**બયઅતનું વર્ણન કુર્આન કંઇક આવી રીતે કરે છે :**

يَاَيُّهَا النَّبِيُّ اِذَا جَآءَكَ الْمُؤْمِنٰتُ يُبَايِعْنَكَ عَلٰٓى اَنْ لَّا يُشْرِكْنَ بِاللّٰهِ شَيْـًٔا وَّلَا يَسْرِقْنَ وَلَا يَزْنِيْنَ وَلَا يَقْتُلْنَ اَوْلَادَهُنَّ وَلَا يَاْتِيْنَ بِبُهْتَانٍ يَّفْتَرِيْنَهٗ بَيْنَ اَيْدِيْهِنَّ وَاَرْجُلِهِنَّ وَلَا يَعْصِيْنَكَ فِيْ مَعْرُوْفٍ فَبَايِعْهُنَّ وَاسْتَغْفِرْ لَهُنَّ اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ⑫ (સૂ. મુમ્તહિનહ, આ. ૧૨)

અનુવાદ : "હે નબી ! જ્યારે તમારી પાસે મુસલમાન સ્ત્રીઓ આ વાતો ઉપર બયઅત (કરાર) કરવા આવે કે અલ્લાહની સાથે કોઇ વસ્તુને ભાગીદાર ઠેરવશે નહીં અને ચોરી નહીં કરે અને વ્યભિચાર (ઝિના) નહીં કરે અને પોતાના બાળકોની હત્યા કરશે નહીં અને કોઇ હરામની અવલાદ લાવશે નહીં (મનઘડત હોય) અને કોઇ જાઇઝ (ભલાઇના) કામમાં (હે નબી !) તમારી નાફરમાની કરશે નહીં તો તેઓને બયઅત કરી લો અને તેમના માટે અલ્લાહ પાસે માફી માગ્યા કરો. બેશક, અલ્લાહ ઘણો બખ્શનાર દયાળુ છે."

એ ધ્યાનમાં રહે કે આ બયઅત ફક્ત નવમુસ્લિમ મુહાજિર સ્ત્રીઓ માટે જ ખાસ ન હતી, બીજી મુસલમાન સ્ત્રીઓ પણ એમાં દાખલ હતી જ. મક્કાના વિજયના પ્રસંગે પણ સફા પહાડ ઉપર સ્ત્રીઓથી આ બયઅત લેવામાં આવી. હઝરત ઉબાદહ બિન સામિતના જણાવ્યા મુજબ પ્રથમ

ઘાટી વખતે બાર પુરુષોથી પણ આવી જ બયઅત લેવામાં આવી હતી. પુરુષોથી મોટા ભાગે ઈમાન અને આજ્ઞાપાલન (ફરમાંબરદારી) અને જિહાદ માટે બયઅત લેવામાં આવી છે. હુકમોની વિગતવાર ચર્ચા આમાં નથી મળતી, કારણ કે ઈમાન અને આજ્ઞાપાલન (ફરમાંબરદારી)માં આ બધું જ આવી જાય છે, પરંતુ કેમ કે પુરુષોની સરખામણીમાં સ્ત્રીઓ બુદ્ધિ અને સમજમાં થોડીક કાચી હોય છે (નિર્બળ હોય છે), એટલા માટે એમની બયઅતમાં વર્ણવેલ તમામ હુકમોની વિગતવાર ચર્ચા જોવા મળે છે.

## (૭૮) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એક ભેદ :

સુલેહ હુદયબિય્યહના કરારનો કાફિરોએ વિરોધ કર્યો. કુરૈશીઓના મિત્ર કબીલા બનૂ બકરે મુસલમાનોના મિત્ર કબીલા બનૂ ખઝાઅ ઉપર હુમલો કર્યો અને કુરૈશીઓએ બધી જ રીતે બનૂ બકરનો સાથ આપ્યો, જે હકીકતમાં સુલેહની શરતોથી તદ્દન વિરુદ્ધ હતો. આને લીધે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ છૂપી રીતે મક્કા ઉપર હુમલો કરવાની તૈયારી શરૂ કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કેટલાક ખાસ સહાબા (રદિ.)ને આ રહસ્ય બતાવ્યું અને તેને જાહેર ન કરવાનો, ગુપ્ત રાખવાનો હુકમ આપ્યો. હઝરત હાતિબ બિન બલ્તઆ (રદિ.)એ મક્કામાં રહેતા પોતાના બાળકો, ભાઈઓ અને માના રક્ષણના હેતુથી અને આ રહસ્યના જાહેર કરવાને ઈસ્લામી લોકોના વિજય માટે જરા પણ લાભદાયી સમજ્યા વિના મક્કાના રહેવાસીઓ ઉપર એક પત્ર લખ્યો અને આ રહસ્યને જાહેર કરી દીધું. પત્ર મક્કા પહોંચે તે પહેલાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વહી દ્વારા આ વાતની ખબર પડી ગઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એ પત્ર મેળવી લીધો. પછી હઝરત હાતિબને સમગ્ર ઘટનાની પૂછપરછ કરવામાં આવી તો આપ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમને એ વિશ્વાસ થઇ ગયો કે આમ કરવાનો અસલ હેતુ નુકસાન પહોંચાડવાનો, ઈસ્લામથી મુખ ફેરવી લેવાનો કે કાફિરોની તરફદારી કરવાનો નહીં, પરંતુ કુટુંબીજનોનું રક્ષણ કરવાનો હતો, તેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને માફી આપી દીધી. આ પ્રસંગ પછી સૂરએ મુમ્તહિનહ ઉતરી, જેની શરૂઆતની નવ આયતોમાં હઝરત હાતિબને અવજ્ઞાકારી અને ઠપકાની સાથે સાથે કાફિરોના મુસલમાનો સાથેના સંબંધોનું સવિસ્તાર વર્ણન છે, જેનો ખુલાસો આ છે કે ન્યાય અને ઈન્સાફ બધી જ રીતે કાફિરો સાથે થશે, કાફિરો સાથે હૃદયપૂર્વક મળવું હરામ છે, જાહેરમાં સહૃદયતા રાખવી (ઉદારતા દાખવવી), સદ્‌વ્યવહાર કરવો (હમદર્દી બતાવવી), સંબંધોની જાળવણી વગેરે જવાબદાર સુલેહકારો–વિષ્ટિકારો માટે બરાબર છે, નહીં કે દરેક કાફિરની સાથે.

કુર્આનમાં ફરમાવવામાં આવ્યું છે :

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تَتَّخِذُوا۟ عَدُوِّى وَعَدُوَّكُمْ أَوْلِيَآءَ تُلْقُونَ إِلَيْهِم بِٱلْمَوَدَّةِ وَقَدْ كَفَرُوا۟ بِمَا جَآءَكُم مِّنَ ٱلْحَقِّ يُخْرِجُونَ ٱلرَّسُولَ وَإِيَّاكُمْ أَن تُؤْمِنُوا۟ بِٱللَّهِ رَبِّكُمْ إِن كُنتُمْ خَرَجْتُمْ جِهَٰدًا فِى سَبِيلِى وَٱبْتِغَآءَ مَرْضَاتِى تُسِرُّونَ إِلَيْهِم بِٱلْمَوَدَّةِ وَأَنَا۠ أَعْلَمُ بِمَآ أَخْفَيْتُمْ وَمَآ أَعْلَنتُمْ وَمَن يَفْعَلْهُ مِنكُمْ فَقَدْ ضَلَّ سَوَآءَ ٱلسَّبِيلِ ①

(સૂ. મુમ્તહિનહ, આ. 1)

અનુવાદ : "હે ઈમાનવાળાઓ ! તમે મારા શત્રુ અને તમારા

શત્રુઓને મિત્ર ન બનાવો કે તેમના તરફ તમે મિત્રતાથી સંદેશા મોકલો અને (જુઓ તો) તમારી પાસે જે સત્ય દીન આવ્યો છે, જેનો તેઓ ઈન્કાર કરે છે, (વળી) રસૂલને તથા તમને આ વાત પર (મક્કાથી) કાઢી ચૂક્યા છે કે તમે તમારા પરવરદિગાર અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા છો, જો તમે મારી રાહમાં લડવા ખાતર અને તમારી ખુશનૂદી (પ્રશંસા) ઈચ્છા માટે (વતન ત્યજી) નીકળ્યા છો (તો શા માટે) તેઓને તમે મિત્રતાપૂર્વક ગુપ્ત સંદેશા મોકલો છો ? અને જે કંઇ તમે ગુપ્ત રાખો છો તથા જે કંઈ જાહેર કરો છો તેનાથી હું સારી પેઠે માહિતગાર છું અને તમારામાંથી જે કોઇ આવું કામ કરશે તે સીધો માર્ગ ભૂલી ગયો."

## (૭૯) ફત્હે મક્કા–મક્કા ઉપર વિજય :

હિજરી–૮માં મક્કા ફતહ થયું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઝાલિમોને માફ કરી દીધા. અસંખ્ય લોકો ઈસ્લામમાં દાખલ થયા. તે વખતે બયતુલ્લાહની આજુબાજુ ત્રણ સો સાઠ (૩૬૦) મૂર્તિઓ હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાં પહોંચ્યા તો આ આયત ઉતરી :

وَ قُلْ جَآءَ الْحَقُّ وَ زَهَقَ الْبَاطِلُ ؕ اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقًا ﴿۸۱﴾

*(સૂ. બની ઈસ્રાઈલ, આ. ૧૮)*

અનુવાદ : "અને આપ કહી દો કે સત્ય આવી ગયું અને અસત્યનો નાશ થયો. નિઃશંક, અસત્ય નાશ થવા માટે જ હતું."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક મૂર્તિની છાતી ઉપર લાકડી મારતા અને તેને દૂર કરી દેતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની ઠોકરથી મૂર્તિઓ ઊંધે માથે ઢળી પડતી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક વખતે વારંવાર આવું કહેતા હતા.

કુર્આનની બીજી પણ એક આયતમાં આ તરફ ઇશારો કરેલો જણાઇ આવે છે :

قُلْ جَآءَ الْحَقُّ وَمَا يُبْدِئُ الْبَاطِلُ وَمَا يُعِيْدُ ﴿٤٩﴾

(સૂ. સબા, આ. ૪૯)

અનુવાદ : "તમે કહી દો કે સત્ય (દીન) આવ્યો અને અસત્ય (કુફ્ર) કંઇ ઉપજાવશે નહીં અને ન કંઇ પાછું લાવશે."

إِذَا جَآءَ نَصْرُ اللّٰهِ وَالْفَتْحُ ﴿١﴾ (સૂ. નસ્ર :–૧)

અનુવાદ : "જ્યારે અલ્લાહની મદદ આવી જાય અને વિજય પ્રાપ્ત થઇ જાય"માં પણ ફત્હે મક્કા તરફ ઇશારો જોવા મળે છે.

## (૮૦) ગઝવએ હુનૈન–હુનૈનની લડાઈ :

અરબ કબીલા હવાઝીન અને સકીફ વગેરેએ મક્કાના વિજય પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મુસલમાનો ઉપર હુમલો કરવાનો ઇરાદો કર્યો. આ સમાચાર મળ્યા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શવ્વાલ, હિજરી–૮માં બાર હજારની ફોજ લઇને નીકળ્યા, તેમાં મોટા ભાગના લોકો નવમુસ્લિમ હતા. કેટલાક મુસલમાનોએ પોતાની મોટી સંખ્યા ઉપર ઘમંડ–અભિમાન કરતાં કહયું કે મોટી સંખ્યા હોવાથી આજે અમે હારી શકતા નથી. અલ્લાહને આ વર્તણૂક નાપસંદ આવી. ૧૦મી શવ્વાલે કાફિર તીરંદાજો (ધનુર્ધરો)એ મુસલમાનો પર અચાનક હુમલો કર્યો. મુસલમાનો બચાવ ન કરી શક્યા, ભાગદોડ મચી ગઇ. વધારે હોવાનું અભિમાન ખપ ન લાગ્યું. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના કેટલાક ખાસ સહાબએ કિરામ (રદિ.) સાથે બધાને હાક મારી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હિમ્મત આપી. અદ્વિતીય બહાદુરી દાખવી, જેથી કરીને ફરીથી બધા લોકો એકઠા થયા. મેદાનમાં ઘમસાણ યુદ્ધ થયું. દુશ્મનો હારી ગયા. મુસલમાનોના હાથમાં પુષ્કળ માલે ગનીમત આવ્યો. કુર્આન શરીફે આ પ્રસંગનું સીધેસીધું વર્ણન કર્યું છે :

لَقَدْ نَصَرَكُمُ اللّٰهُ فِيْ مَوَاطِنَ كَثِيْرَةٍ ۙ وَّيَوْمَ حُنَيْنٍ ۙ اِذْ اَعْجَبَتْكُمْ كَثْرَتُكُمْ فَلَمْ تُغْنِ عَنْكُمْ شَيْـًٔا وَّضَاقَتْ عَلَيْكُمُ الْاَرْضُ بِمَا رَحُبَتْ ثُمَّ وَلَّيْتُمْ مُّدْبِرِيْنَ ﴿٢٥﴾ ثُمَّ اَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلٰى رَسُوْلِهٖ وَعَلَى الْمُؤْمِنِيْنَ وَاَنْزَلَ جُنُوْدًا لَّمْ تَرَوْهَا وَعَذَّبَ الَّذِيْنَ كَفَرُوْا ۭ وَذٰلِكَ جَزَاۗءُ الْكٰفِرِيْنَ ﴿٢٦﴾

(સૂ. તૌબા, આ. ૨૫–૨૬)

અનુવાદ : "(હે મુસલમાનો !) અલબત્ત, અલ્લાહ (લડાઇના) ઘણા મેદાનોમાં તમારી મદદ કરી ચૂક્યો છે, તેમજ હુનૈનના દિવસે પણ (મદદ કરી) જ્યારે કે તમે તમારી વધુ સંખ્યા ઉપર ગર્વ અનુભવતા હતા તો તે (સંખ્યા) તમને કંઇ કામ ન આવી અને (ગભરાહટથી) ધરતી પોતાની વિશાળતા હોવા છતાં તમારા ઉપર (સાંકડી–તંગ) થઇ ગઇ, પછી તમે પૂઠ ફેરવી નાસી છૂટયા. તે પછી અલ્લાહે પોતાના રસૂલ અને મુસલમાનો(ના દિલો) પર પોતાના તરફથી ધૈર્યતા મોકલી, તેમજ (મદદ માટે) એવી ફૌજો ઉતારી જેને તમે જોઇ નથી તથા કાફિરોને શિક્ષા આપી અને આજ તો (દુનિયામાં) શિક્ષા હતી કાફિરોની ! (સત્યનો ઇન્કાર કરનારાઓની).

## (૮૧) ગઝવએ તબૂક–તબૂકની લડાઈ :

રજબ હિજરી નવ (૯)માં આ લડાઇ થઇ. આપ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમને એવા સમાચાર મળ્યા કે રૂમીઓ અરબસ્તાનની દક્ષિણ બાજુની સરહદોથી હુમલો કરવાની તૈયારીમાં છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એના જવાબમાં અને ખાસ કરીને તો પાડોશી રાજ્ય રોમને ભયભીત કરવાના હેતુથી સહાબા (રદિ.)ને આ ગઝવહ માટે આમંત્રણ આપ્યું—આહ્‌વાન આપ્યું. એ હેતુનું વર્ણન કુર્આનમાં કંઈક આવી રીતે કરવામાં આવ્યું છે :

يَآيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قَاتِلُوا الَّذِيْنَ يَلُوْنَكُمْ مِّنَ الْكُفَّارِ
وَلْيَجِدُوْا فِيْكُمْ غِلْظَةً ؕ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ﴿١٢٣﴾

*(સૂ. તૌબા, આ. ૧૨૩)*

અનુવાદ : "હે ઈમાનવાળાઓ ! પોતાની આસપાસના કાફિરોથી લડતા રહો અને તેમને તમારા અંદર સખતી જણાવી જોઈએ અને વિશ્વાસ રાખો કે અલ્લાહ(ની મદદ) પરહેઝગારોની સાથે છે."

જેથી ગરમીની ઋતુમાં ખજૂરો તૈયાર થઈ ગઈ હોવા છતાં સહાબા (રદિ.)એ કુરબાનીઓ આપી. માલ એકઠો થયો. મુનાફિકો બહાના કરીને ઘરે બેસી રહયા, પરંતુ કુર્આનની ભાષામાં :

فَرِحَ الْمُخَلَّفُوْنَ بِمَقْعَدِهِمْ خِلٰفَ رَسُوْلِ اللّٰهِ وَكَرِهُوْٓا
اَنْ يُّجَاهِدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فِيْ سَبِيْلِ اللّٰهِ وَقَالُوْا لَا
تَنْفِرُوْا فِي الْحَرِّ ؕ قُلْ نَارُ جَهَنَّمَ اَشَدُّ حَرًّا ؕ لَوْ كَانُوْا
يَفْقَهُوْنَ ﴿٨١﴾

*(સૂ. તૌબા, આ. ૮૧)*

અનુવાદ : "આ પછળ રહી જનારાઓ અલ્લાહના રસૂલથી જુદા

થઇ પોતાના બેસી રહેવા પર ખુશ થઇ ગયા અને અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને જાન વડે જિહાદ કરવાને નાપસંદ કર્યું. વળી (બીજાઓને) કહયું કે તમે પણ (આવી સખત) ગરમીમાં કૂચ ન કરો, નબી (તેઓને) કહી દો કે જહન્નમની આગ (એથી પણ) વધારે ગરમ છે, જો તેઓ સમજતા હોત (તો કેવું સારું થાત) !"

પરંતુ સહાબા (રદિ.)એ અત્યંત ખુશી અને રસિકતા (આનંદ)થી આગળ ને આગળ વધવાનો જોશ બતાવ્યો. પૈસાદારોએ કોઇપણ જાતની પરવા કર્યા વિના અઢળક ધન ખર્ચ્યું, ઘણાં સહાબએ કિરામ (રદિ.)એ સવારી ન હોવાને કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે સવારીની માંગણી કરી, પરંતુ સવારીની વ્યવસ્થા ન થઇ શકવાને કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ માફી માગી—દિલગીરી વ્યક્ત કરી. (આ અલિપ્તતા) આમ લડાઇથી અળગા રહેવાનું સહાબા (રદિ.)ને અત્યંત દુ:ખ થયું.

કુર્આન આ બાબતનું વર્ણન કરે છે :

وَّلَا عَلَى الَّذِيْنَ اِذَا مَآ اَتَوْكَ لِتَحْمِلَهُمْ قُلْتَ لَآ اَجِدُ مَآ اَحْمِلُكُمْ عَلَيْهِ ۠ تَوَلَّوْا وَّاَعْيُنُهُمْ تَفِيْضُ مِنَ الدَّمْعِ حَزَنًا اَلَّا يَجِدُوْا مَا يُنْفِقُوْنَ ﴿٩٢﴾

(સૂ. તૌબા, આ. ૯૨)

અનુવાદ : "અને તે લોકો ઉપર પણ (ગુનોહ) નથી કે જ્યારે તેઓ તમારી પાસે એટલા માટે આવ્યા કે તમે તેમને સવારી આપો. તો તમે કહયું કે મારી પાસે કંઇ જ નથી કે જેના ઉપર હું તમને સવાર કરું ત્યારે તેઓ (નિરાશ થઇ) પાછા ફરી ગયા, પરંતુ એ અફસોસ અને દુ:ખને લીધે કે તેમની પાસે ખર્ચ કરી શકે તેવું કંઇ ન હતું, તેમની આંખોમાંથી આંસુ વહી રહયા હતા."

ત્રણ માનનીય સહાબા (રદિ.) કોઇ પણ પ્રકારના સંકોચ કે સંદેહ ન હોવા છતાં પોતાના નિર્ણય અને ઇચ્છામાં વિલંબ કરવાને કારણે ગઝવહમાં ભાગ ન લઇ શક્યા. હઝરત કઅબ બિન માલિક, હઝરત હિલાલ બિન ઉમય્યહ વાકિફી અને હઝરત મુરારહ બિન રબીઅ (રદિ.). આ ત્રણે જૂના અને પ્રથમ હરોળના સહાબીઓમાંથી હતા, પરંતુ તબૂકની લડાઈમાં ભાગ ન લઈ શક્યા. આ ગેરહાજરીને હિકમતે ઈલાહી–અલ્લાહની મસ્લિહત ગણાવી શકાય છે કે પછી તેને તેમની પરીક્ષા અને આત્મશુદ્ધિ અને મુસલમાનોને યોગ્ય તાલીમ આપવાનો હેતુ હતો– લડાઈથી પાછા ફર્યા પછી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મુનાફિકોના જૂઠા બહાના કબૂલ કરી લઇને બાહ્ય દેખાવ ઉપર ચુકાદો આપી દીધો અને તેમના અંદરના દિલના મામલાને–હકીકતને અલ્લાહને સોંપી દીધો, પરંતુ આ ત્રણેય સહાબાને સજા આપવામાં આવી. પચાસ દિવસ સુધી તેમનો સંપૂર્ણ બહિષ્કાર કરવામાં આવ્યો. પછી અલ્લાહે તેમની તૌબા કબૂલ કરી લીધી. સૂરએ તૌબાની ૧૧૮મી આયતમાં તેનું વર્ણન જોઇ શકાય છે અને પેલા ત્રણ સહાબા ઉપર પણ (મહેરબાની કરી) જેમનો મામલો મુલતવી હતો. ત્યાં સુધી (વાત પહોંચી ગઇ) કે જ્યારે તેઓ પર પૃથ્વી પોતાની વિશાળતા હોવા છતાં સંકુચિત થવા લાગી અને તેઓ પોતે પોતાની જાનથી પણ તંગ આવી ગયા અને તેઓ સમજ્યા કે અલ્લાહ(ની પકડ)થી ક્યાંય પનાહ મળી શકતી નથી, પરંતુ તેની જ તરફ (પનાહ લેવામાં બચાવ છે) પછી તેણે તેઓ ઉપર કૃપા કરી કે જેથી તેઓ ભવિષ્યમાં પણ (અલ્લાહ તરફ) રજૂ થાય. બેશક, અલ્લાહ ઘણો મહેરબાન (અને) દયાળુ છે.''

ત્રીસ હજાર મુહાજિરોનું લશ્કર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે તબૂક સુધી પહોંચ્યું. જુદા જુદા કબીલાઓએ આપની સાથે સુલેહ કરી અને જઝિયો–ટેક્સ આપવા માટે તૈયારી બતાવી. રૂમી સેનાએ સરહદ પાર કરીને હુમલો કરવાનો વિચાર પડતો મૂક્યો. આપ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમએ તેમનો પીછો ન કર્યો. હેતુ પૂર્ણ થઇ ચૂક્યો હતો. આરબ ટાપૂઓ ઉપરના કબીલાઓ ઉપર પણ મુસલમાનોની ધાક બેસી ગઇ હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાછા ફર્યા. ગઝવએ તબૂકમાં ભાગ લેનાર સહાબા (રદિ.)નું વર્ણન કુર્આનમાં કંઇક આવી રીતે કરવામાં આવ્યું છે.

وَلَا يَطَـُٔونَ مَوۡطِئٗا يَغِيظُ ٱلۡكُفَّارَ وَلَا يَنَالُونَ مِنۡ عَدُوّٖ نَّيۡلًا إِلَّا كُتِبَ لَهُم بِهِۦ عَمَلٞ صَٰلِحٌۚ (સૂ. તૌબા, આ. ૧૨૦માંથી)

અનુવાદ : "અને કોઇ પણ ઠેકાણે જે કદમ મૂક્યા કે જેને કારણે કાફિરો ક્રોધને વશ થયા હોય વળી દુશ્મનોથી જે કંઇ પણ વસ્તુ ખૂંચવી લીધી હોય એ સર્વના બદલે તેઓ માટે એક નેકી લખાય છે."

તબૂકના ગઝવહમાં એક ટૂકડી વિના સંકોચે ભાગ લેનારાઓ પૈકીની હતી, બીજી ટૂકડીએ થોડાક સંકોચ (ગભરાહટ) પછી (વિચાર કર્યા પછી) ભાગ લીધો હતો, ત્રીજી ટૂકડી ખરેખર લાચાર (મા'ઝૂર) હતી, જે પોતે જ લડાઇમાં ન જોડાઇ. ચોથી ટૂકડી એવા લોકોની હતી, જેઓ કોઇ પણ જાતની લાચારી ન હોવા છતાં આળસને કારણે લડાઇમાં જોડાયા નહીં. પાંચમી ટૂકડી મુનાફિકો (દ્વિમુખીયાઓ)ની હતી, જે ફૂટફાટ–દુશ્મનીને કારણે જોડાઇ નહીં. જ્યારે છઠ્ઠી ટૂકડી કેવળ જાસૂસી કરવા માટે જ જોડાયેલા મુનાફિકોની હતી. પહેલી અને બીજી ટૂકડીના વર્ણનમાં કુર્આન શરીફે ફરમાવ્યું :

ٱلَّذِينَ ٱتَّبَعُوهُ فِي سَاعَةِ ٱلۡعُسۡرَةِ مِنۢ بَعۡدِ مَا كَادَ يَزِيغُ قُلُوبُ فَرِيقٖ مِّنۡهُمۡ ثُمَّ تَابَ عَلَيۡهِمۡۚ (સૂ. તૌબા, આ. ૧૧૭)

અનુવાદ : "એ લોકો પ્રશંસાને લાયક છે, જેઓએ સખત તંગીની હાલતમાં મુશ્કેલીના સમયે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનુસરણ કર્યું. (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે રહયા).

ત્યાર પછી કે તેમનામાંથી એક ટૂકડીના દિલ ડગમગાવા લાગ્યા (ફરી જવાની તૈયારીમાં હતા), ત્રીજી ટૂકડી વિશે ફરમાવ્યું :

لَيْسَ عَلَى الضُّعَفَآءِ وَلَا عَلَى الْمَرْضٰى وَلَا عَلَى الَّذِيْنَ لَا يَجِدُوْنَ مَا يُنْفِقُوْنَ حَرَجٌ اِذَا نَصَحُوْا لِلّٰهِ وَرَسُوْلِهٖ ؕ مَا عَلَى الْمُحْسِنِيْنَ مِنْ سَبِيْلٍ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۹۱﴾ (સૂ. તૌબા : ૯૧)

અનુવાદ : "અશક્તો પર અને બીમારો પર તેમજ જેમને જિહાદ માટે કંઇ મળતું નથી કે તેને ખર્ચ કરે તો તે લોકો પર કંઇ ગુનોહ નથી જ્યારે કે અલ્લાહ અને તેના રસૂલથી તેમના દિલ સાફ હોય, એવા નેકીવાળાઓ ઉપર કોઇ પકડનો માર્ગ નથી અને અલ્લાહ ઘણો બખ્શનાર અને દયાળુ છે." ચોથી ટૂકડીનું વર્ણન કરતાં ફરમાવ્યું :

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا مَا لَكُمْ اِذَا قِيْلَ لَكُمُ انْفِرُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اثَّاقَلْتُمْ اِلَى الْاَرْضِ ؕ اَرَضِيْتُمْ بِالْحَيٰوةِ الدُّنْيَا مِنَ الْاٰخِرَةِ ۚ فَمَا مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا فِي الْاٰخِرَةِ اِلَّا قَلِيْلٌ ﴿۳۸﴾

(સૂ. તૌબા, આ. ૩૮)

અનુવાદ : "હે ઇમાનવાળાઓ ! તમને શું થયું છે કે જ્યારે તમને કહેવામાં આવે છે કે અલ્લાહના માર્ગમાં (જિહાદ માટે) કૂચ કરો, ત્યારે તમે ભોંય સાથે લાગી જાઓ છો ? (ઘરોથી નીકળવા માગતા નથી) શું તમે આખિરત(ની નેઅમતો)ને છોડી દુનિયાની જિંદગી પર રાજી થઇ ગયા છો ? તો (યાદ રાખો કે) દુનિયાની જિંદગીનો ફાયદો આખિરતના મુકાબલામાં કંઇ જ નથી, અત્યંત થોડો છે." ઉપર વર્ણવ્યું છે કે આ ત્રણ સહાબા (રદિ.) હતા, જેમની તૌબા કબૂલ કરવાનું વર્ણન સૂરએ તૌબાની ૧૧૮મી આયતમાં આવેલું છે.

પાંચમું જૂથ કે જે મુનાફિકોનું હતું, જેના વિશે ઠેર ઠેર વર્ણન કરવામાં આવેલું છે. છઠ્ઠી ટૂકડીનું વર્ણન પણ થોડીક જગ્યાએ છે.

وَفِيكُمْ سَمّٰعُونَ لَهُمْ ؕ (સૂ. તૌબા, આ. ૪૭)

અનુવાદ : "અને તમારામાં તેઓના થોડાક જાસૂસ મવજૂદ છે (અને તમારા જૂથની હાલત એવી છે કે હજુ તેમનામાં એવા ઘણા લોકો મવજૂદ છે, જેઓ તેમની વાતો કાન દઈને સાંભળે છે).

આ મુનાફિકોએ તબૂકની મુસાફરી વખતે ઘણી વાર અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને (નઊઝુ બિલ્લાહ–અલ્લાહની પનાહ) મારવા અથવા ઘાયલ કરવાનું ષડયંત્ર કર્યું જે અસફળ રહયું (છૂપી યોજના બનાવી જે અસફળ રહી). કુર્આન શરીફમાં એની તરફ આવી રીતે ઈશારો કર્યો છે :

وَهَمُّوا بِمَا لَمْ يَنَالُوا ۚ (સૂ. તૌબા, આ. ૭૪માંથી)

અનુવાદ : "અને તેમણે તે બધું કરવાનો ઈરાદો કર્યો, જેને કરી શક્યા નહીં."

તમામ વાતનું સ્પષ્ટીકરણ એ છે કે આ ગઝવહ વિશે કુર્આનની સૂરએ તૌબામાં ઘણી બધી આયતો ઉતરી છે. કૂચ પહેલાં, કૂચ પછી, મુસાફરી દરમિયાન, પાછા ફર્યા પછીની જુદી જુદી ઘટનાઓ, મુનાફિકોનું ષડયંત્ર, મુખ્લિસ મુસલમાનોના ઈરાદા, પાછળ રહી જનારા લોકો અને પછી તેમની તૌબા આ બધાનું વર્ણન આ સૂરતમાં કરવામાં આવ્યું છે.

## (૮૨) હજ્જતુલ વદાઅ્ અને દીને ઈસ્લામની પૂર્ણતા :

હિજરી–૧૦માં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબએ

કિરામ (રદિ.)ની ઘણી મોટી સંખ્યા–જમ્મે ગફીરની સાથે હજ અદા કરી. ૯મી ઝિલ્હજ્જના દિવસે અરફાતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ખુત્બો આપ્યો, જેમાં એ તરફ પણ ઈશારો કરી દીધો કે "હે લોકો ! મારી વાત સાંભળી લો, કેમ કે મને ખબર નથી કે કદાચ મારા આ વર્ષ પછી હવે પછી આ સ્થળે આપને હું મળી શકીશ કે નહીં." ખુત્બામાં–સંબોધનમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વિવિધ વિષયોને આવરી લીધા. ખુત્બો પૂર્ણ થયા પછી આ આયત ઊતરી :

اَلْیَوْمَ اَکْمَلْتُ لَکُمْ دِیْنَکُمْ وَاَتْمَمْتُ عَلَیْکُمْ نِعْمَتِیْ

وَرَضِیْتُ لَکُمُ الْاِسْلَامَ دِیْنًا ط (સૂ. માઈદહ, આ. ૩માંથી)

અનુવાદ : "આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી) મેં તમારા ઉપર પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (સદાના માટે) પસંદ કર્યો છે."

આ રિવાયત દ્વારા અને સૂરએ નસ્ર દ્વારા એવો ઈશારો કરી દેવામાં આવ્યો કે હવે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની જવાબદારી અદા કરી દીધી (પૂર્ણ કરી દીધી), કામ પૂર્ણ થઇ ગયું. હવે રફીકે આલા (અલ્લાહ તઆલા) સર્વશ્રેષ્ઠ મિત્રથી મુલાકાતનો સમય આવી રહયો છે, જેથી આ ઈશારો સમજીને હઝરત અબૂબક્ર સિદીક (રદિ.) રડવા લાગ્યા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "માલ ખર્ચ કરવામાં અને સાથે રહેવામાં મારા ઉપર સૌથી મોટો ઉપકાર અબૂબક્રનો છે."

## (૮૩) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત :

માહે સફર હિજરી–૧૨માં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની

બીમારી શરૂ થઇ, જે ધીમે ધીમે વધતી ગઇ. ૧૨ રબીઉલ અવ્વલના દિવસે આપની વફાત શરીફનો 'અલમનાક' અસહ્ય–અત્યંત દુઃખદ હાદસો વજૂદમાં આવ્યો. એ વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉંમર મુબારક ત્રેસઠ વર્ષ ને ચાર દિવસ હતી.

વફાત પછી હઝરત અબૂબક્ર (રદિ.)એ અત્યંત પરેશાનહાલ અને દુઃખમાં ગરકાવ સમૂહને સંબોધન કર્યું, જેમાં ફરમાવ્યું, "તમારામાંથી જે કોઇ પણ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બંદગી કરતા હતા તે લોકો સમજી લે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુનિયાથી રુખ્સત ફરમાવી ચૂક્યા છે અને જે અલ્લાહની બંદગી કરતા હતા તે જાણી લે કે અલ્લાહ હયાત છે અને તે હંમેશાં હયાત રહેવાવાળો છે. ત્યાર પછી તેમણે સૂરએ આલિ ઇમરાનની આ આયત પઢી :

وَ مَا مُحَمَّدٌ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ؕ اَفَاۡئِنْ مَّاتَ اَوْ قُتِلَ انْقَلَبْتُمْ عَلٰۤى اَعْقَابِكُمْ ؕ وَمَنْ يَّنْقَلِبْ عَلٰى عَقِبَيْهِ فَلَنْ يَّضُرَّ اللّٰهَ شَيْـًٔا ؕ وَسَيَجْزِى اللّٰهُ الشّٰكِرِيْنَ ﴿۱۴۴﴾

*(સૂ. આલિ ઇમરાન, આ. ૧૪૪)*

અનુવાદ : "અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક રસૂલ જ છે. તેમના પહેલાં પણ ઘણાં રસૂલો થઇ ગયા છે, ફરી જો તે મૃત્યુ પામે અથવા શહીદ થઇ જાય તો શું તમે (ઇસ્લામથી) પાછા પગે ફરી જશો ? અને જે કોઇ પાછા પગે ફરી જશે તો તે અલ્લાહનું કંઇ પણ બગાડી શકશે નહીં. જો કે અલ્લાહ કદરદાનોને (શુક્ર અદા કરવાવાળાઓને) બહુ જલદી (સારો) બદલો આપશે."



# સીરતના કેટલાક વધારે પાસા

## (૮૪) જાદૂની અસરો :

યહૂદીઓના કાવતરાંના ભાગ રૂપે મદીનાના ખ્યાતનામ મુનાફિક અથવા તો યહૂદી જાદૂગર લબીદ બિન આસિમે પોતાની દીકરીઓ અને બહેનોની મદદ વડે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના એક યહૂદી નોકર દ્વારા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કાંસકાનો એક ટૂકડો મેળવી લઇ કાંસકાના દાંતા અને એમાં રહી ગયેલા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક વાળ ઉપર જાદૂ કર્યો. પછી તે જાદૂને ખજૂરના એક પત્તાના આવરણમાં મૂકીને બની ઝહીકના કૂવાના તળિયામાં દબાવી દીધો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર જાદૂની પૂરેપૂરી અસર એક વર્ષ પછી થઇ. બીજા છ મહિનામાં સ્વભાવમાં થોડાક ફેરફારનો અનુભવ થવા લાગ્યો. છેલ્લા ચાળીસ દિવસોમાં ઘણી જ તકલીફ આવી. પછી છેવટના ત્રણ દિવસો ખૂબ જ મુશ્કેલીમાં પસાર થયા. આ જાદૂની અસર આપની દા'વતી ફરજો (દાવતના કામો) અને નુબુવ્વતના ઉદ્દેશ્યો પૂર્ણ કરવા ઉપર જરાયે થઇ ન હતી. ફક્ત એવું જણાઇ રહયું હતું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુબળા પડતા જઇ રહ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અલ્લાહ સમક્ષ દુઆ કરી. સ્વપ્નામાં ફરિશ્તાઓના મુખેથી તમામ હકીકત આપને જાણવા મળી. ત્યાર પછી આપે કેટલાક સહાબએ કિરામ (રદિ.)ને કૂવાના તળિયામાંથી પેલું આવરણ બહાર કાઢવાનો હુકમ કર્યો. કૂવાનું પાણી કાઢીને તે આવરણને બહાર કાઢવામાં આવ્યું. તેમાં કાંસકો અને મુબારક વાળની સાથે એક તાંત

(દોરી)માં અગિયાર ગાંઠો લાગેલી હતી અને મીણના એક પૂતળામાં સોયો ખોસેલી હતી. હઝરત જિબ્રઈલ (અલૈ.) એ વખતે સૂરએ ફલક અને સૂરએ નાસ (મુઅવ્વઝતૈન) લઈને આવ્યા અને તેને પઢીને ગાંઠો ખોલવાનું કહયું, જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક એક આયત પઢતા જતા અને એક એક ગાંઠ ખોલતા હતા. તમામ ગાંઠો ખુલી જવાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જાદૂની અસરથી બિલકુલ મુક્ત થઈ ગયા. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ લબીદને બોલાવ્યો. તેણે ગુનાની કબૂલાત કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને એમ'જ (સજા કર્યા વિના) છોડી દીધો, કેમ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ખુદના માટે કોઈનાથી બદલો લેતા ન હતા.

કુર્આન ફરમાવે છે :

قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ۙ﴿١﴾ مِنْ شَرِّ مَا خَلَقَ ۙ﴿٢﴾ وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ ۙ﴿٣﴾ وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِى الْعُقَدِ ۙ﴿٤﴾ وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ﴿٥﴾

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ۙ﴿١﴾ مَلِكِ النَّاسِ ۙ﴿٢﴾ اِلٰهِ النَّاسِ ۙ﴿٣﴾ مِنْ شَرِّ الْوَسْوَاسِ ۙ الْخَنَّاسِ ۙ﴿٤﴾ الَّذِىْ يُوَسْوِسُ فِىْ صُدُوْرِ النَّاسِ ۙ﴿٥﴾ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ﴿٦﴾

*(સૂ. ફલક અને સૂ. નાસ)*

અનુવાદ : "(હે નબી !) આપ ફરમાવી દો કે પ્રભાતના માલિકનો

આસરો લઉં છું, દરેક વસ્તુની બુરાઈથી જે તેણે બનાવી છે અને અંધારી રાતની બુરાઈથી, જ્યારે કે તે આવી જાય અને (પઢી પઢીને દોરાની) ગાંઠો પર (જાદૂની) ફૂંક મારનારાઓની બુરાઈથી અને ઈર્ષ્યા કરનારની બુરાઈથી (આસરો લઉં છું) જ્યારે કે તે અદેખાઈ કરે."

"(હે નબી !) કહો કે હું લોકોના પરવરદિગાર, લોકોના બાદશાહ, લોકોના મા'બૂદ (ઉપાસ્ય)નો આસરો લઉં છું, વસવસા નાખનાર, સંતાઈ જનાર (શયતાન)ની બુરાઈથી, જે લોકોના દિલોમાં વસવસા નાખે છે (પછી તે વસવસો નાખનાર) જિન્નાતોમાંથી હોય કે મનુષ્યોમાંથી."

## (૮૫) અલ્લાહ તઆલા તરફથી કેટલીક ચેતવણીઓ :

(૧) બદરના ગઝવહના કેદીઓ વિશે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપેલા ચુકાદા ઉપર અલ્લાહ તરફથી નારાજગી જાહેર થઈ, જેનું વર્ણન આ અગાઉ આવી ગયું છે.

(૨) કેટલાક મુશરિકો મુખ્યત્વે કરીને અબૂ તાલિબ માટે દુઆએ ઈસ્તિગફાર (માફી માટેની દુઆ) કરવા બદલ ચેતવણી આપતાં ફરમાવ્યું :

مَا كَانَ لِلنَّبِيِّ وَ الَّذِيْنَ اٰمَنُوْٓا اَنْ يَّسْتَغْفِرُوْا
لِلْمُشْرِكِيْنَ وَلَوْ كَانُوْٓا اُولِيْ قُرْبٰى مِنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمْ
اَنَّهُمْ اَصْحٰبُ الْجَحِيْمِ ﴿۱۱۳﴾ (સૂ. તૌબા, આ. ૧૧૩)

અનુવાદ : "નબી અને મુસલમાનો માટે એ યોગ્ય નથી કે મુશરિકો માટે, ભલે ને તેઓ સગાઈવાળા (સગાંવહાલાં) હોય (તો પણ) બખ્શિશ ચાહે એ પછી કે તેઓ પર આ વાત જાહેર થઈ ગઈ હોય કે તેઓ જહન્નમી છે."

(૩) ગઝવએ તબૂક વખતે મુનાફિકોએ જૂઠા બહાના બતાવીને અને જુઠા સોગંદ ખાઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી ગઝવહમાં ભાગ ન લેવા માટે રજા મેળવી લીધી અને પછી એ વાત ઉપર આનંદ વ્યકત કર્યો કે અમોએ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને છળકપટની જાળમાં ફસાવી દીધા. અલ્લાહે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઠપકો આપ્યો કે જો તેમને રજા ન આપવામાં આવી હોત તો તેનાથી તેમની દુશ્મની–છળ જાહેર થઈ જતું છતાં પણ તેઓ ગઝવહમાં તો ન જ જોડાતા, પણ તેઓ ન તો મુસલમાનોને મ્હેણાં મારી શકતા અને ન તો આનંદ વ્યકત કરી શકતા અને એમની દુશ્મનીનો–દ્વેષભાવનો ભેદ ખુલી જતો.

عَفَا اللّٰهُ عَنْكَ ۚ لِمَ اَذِنْتَ لَهُمْ حَتّٰى يَتَبَيَّنَ لَكَ الَّذِيْنَ صَدَقُوْا وَ تَعْلَمَ الْكٰذِبِيْنَ ﴿۴۳﴾

(સૂ. તૌબા, આ. ૪૩)

અનુવાદ : "અલ્લાહે તેમને માફી આપી, (પરંતુ) શા માટે તમે તેઓને (બેસી રહેવાની) છૂટ આપી. એટલા સુધી (કેમ ન થોભ્યા) કે તમને સાચું બોલનારની ખબર પડી જાત અને તમે જૂઠાઓને જાણી લેતા." આગળ જતાં એ પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે જે લોકો મુખ્લિસ હતા તેઓ ગઝવહમાં ભાગ ન લેવાની રજા ન લઈ શકયા. આ રજા તો મનના જુઠા–દગાબાજ મુનાફિકો લઈ ગયા.

(૪) મદીનાના બનૂ ઈબરીક નામના ખાનદાને હઝરત રિફાઅના ઘરે ચોરી કરી. પછી તેનો આરોપ એક યહૂદી ઉપર મૂકયો. દશ્યમાન સ્થિતિ અને પુરાવા જોઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું વલણ એવું જ હતું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ એવું જ માનવા

લાગ્યા હતા કે આ કુકૃત્ય યહૂદીનું જ છે, તેથી તેના ઉપર ચોરીની સજા લાગાડવામાં આવે, પરંતુ કુર્આન શરીફની સૂરએ નિસાઅનો પંદરમો રુકૂઅ્ આ સંબંધે જ ઉતર્યો, જેમાં બનૂ ઇબરિકનું છળ, ખયાનત અને ચોરીનું રહસ્ય ખુલ્લું પાડવામાં આવ્યું અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મીઠો ઠપકો આપવામાં આવ્યો કે તમે દગલબાઝોની તરફેણ કરવાવાળા ન બનો.

إِنَّآ أَنزَلْنَآ إِلَيْكَ ٱلْكِتَٰبَ بِٱلْحَقِّ لِتَحْكُمَ بَيْنَ ٱلنَّاسِ بِمَآ أَرَىٰكَ ٱللَّهُ ۚ وَلَا تَكُن لِّلْخَآئِنِينَ خَصِيمًا ﴿١٠٥﴾ وَٱسْتَغْفِرِ ٱللَّهَ ۖ إِنَّ ٱللَّهَ كَانَ غَفُورًا رَّحِيمًا ﴿١٠٦﴾ وَلَا تُجَٰدِلْ عَنِ ٱلَّذِينَ يَخْتَانُونَ أَنفُسَهُمْ ۚ إِنَّ ٱللَّهَ لَا يُحِبُّ مَن كَانَ خَوَّانًا أَثِيمًا ﴿١٠٧﴾

(સૂ. નિસાઅ્, આ. ૧૦૫–૧૦૬–૧૦૭)

અનુવાદ : "હે નબી ! અમે તમારા ઉપર સત્ય કિતાબ ઉતારી કે જેથી અલ્લાહે તમને (વહી દ્વારા) જે શીખવ્યું છે, તે મુજબ તમે લોકો વચ્ચે ન્યાય કરો અને તમે તે દગલબાઝોની તરફેણ કરશો નહીં અને અલ્લાહ પાસે બખ્શિશ (માફી) માગો. બેશક, અલ્લાહ મોટો બખ્શનાર (અને) મહા દયાળુ છે અને જે લોકો પોતાને જ દગો દે છે તેઓના તરફથી તમે ઝઘડો ન કરો. બેશક, જે કોઈ દગલબાઝ પાપી હોય છે તેને અલ્લાહ ચાહતો નથી."

(૫) ઈસ્લામના ઉદયના શરૂઆતના ગાળામાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક વાર મક્કાના સરદારોને દીનની દાવત આપી રહયા હતા અને તેમને ઈસ્લામ વિશે સમજ આપી રહ્યા હતા તે જ વખતે એક અંધ સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન ઉમ્મે મકતૂમ (રદિ.) આવી

પહોંચ્યા અને કંઇક પૂછયું. તેમણે એ પ્રશ્નનો જવાબ આપવા વારંવાર આગ્રહ કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આવા સમયે તેમનું આવવું ગમ્યું નહીં. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ધ્યાન આપ્યું નહીં અને જવાબ પણ આપ્યો નહીં. આ બાબતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઠપકો આપવામાં આવ્યો.

عَبَسَ وَتَوَلّٰٓى ① اَنْ جَآءَهُ الْاَعْمٰى ② وَمَا يُدْرِيْكَ لَعَلَّهٗ يَزَّكّٰٓى ③ اَوْ يَذَّكَّرُ فَتَنْفَعَهُ الذِّكْرٰى ④ اَمَّا مَنِ اسْتَغْنٰى ⑤ فَاَنْتَ لَهٗ تَصَدّٰى ⑥ وَمَا عَلَيْكَ اَلَّا يَزَّكّٰى ⑦ وَاَمَّا مَنْ جَآءَكَ يَسْعٰى ⑧ وَهُوَ يَخْشٰى ⑨ فَاَنْتَ عَنْهُ تَلَهّٰى ⑩

*(સૂરએ અ–બ–સ, આ. ૧ થી ૧૦)*

અનુવાદ : "નબીએ ભવાં ચડાવ્યાં અને મોઢું ફેરવી લીધું એ વાતથી કે તેમની પાસે એક આંધળો આવ્યો અને તમને શું ખબર કે કદાચને તે (આંધળો ગુનાહોથી) પાક થઇ જાત (અથવા) તે શિખામણ લેત તો તે શિખામણ તેને ફાયદો પહોંચાડત, પરંતુ જે માણસ દીનથી બેપરવાઇ કરે છે તો તમે તેની ફિકરમાં પડો છો. જો કે તમારા ઉપર એ બાબતે કોઇ દોષ નથી કે તે સુધરતો નથી અને જે તમારી પાસે (ધાર્મિક ઉમંગથી) દોડતો આવે છે. વળી, તે (અલ્લાહથી) ડરે છે તો તમે તેનાથી બેપરવાઇ કરો છો."

હકીકતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું એવું માનવું હતું કે ઇબ્ને ઉમ્મે મકતૂમ મુસલમાન છે. એમને દીનના નાના મસ્અલાઓની તાલીમ આપવા કરતાં કાફિરોને એકેશ્વરવાદની તા'લીમ (દા'વતે તૌહીદ) આપવાનું કામ વધારે મહત્ત્વનું અને પાયાનું છે, વધારે આવશ્યક છે, જેમાં ઇબ્ને ઉમ્મે મકતૂમ બાધારૂપ–અડચણરૂપ થઇ રહયા છે. વળી, આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હેતુ સભાના શિષ્ટાચારનો વિચાર ન કરવાને લીધે એમને ઠપકો આપવાનો હતો. એટલા માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમની ઉપેક્ષા કરી, પરંતુ અલ્લાહ તઆલાએ આ વિચારને અયોગ્ય જાહેર કરીને ઠપકો આપ્યો અને એ સ્પષ્ટ કરી દીધું કે કાફિર સાંભળનારાઓ સાથેની વાતચીત ભ્રામક અને સંદિગ્ધ–શંકાને પાત્ર છે, જ્યારે દીનનું શિક્ષણ મેળવવાની ઇચ્છા ધરાવનારના પ્રશ્નનો જવાબ લાભની દૃષ્ટિએ ભરોસામંદ છે, જે અગ્રતા આપવાને લાયક છે. તેથી સભાના શિષ્ટાચારનો વિચાર ન કરવાને કારણે અલ્લાહે "આમા" આંધળા શબ્દથી દિલસોજી વ્યક્ત કરી છે. અર્થાત્ લાચાર વ્યક્તિ ગુસ્સાને પાત્ર હોતો નથી.

(૬) મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલના જનાઝાની નમાઝ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પઢી અને એના કફન માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાનું પહેરણ આપ્યું. આમ કરવાનું કારણ એના પુત્ર હઝરત અબ્દુલ્લાહને સાંત્વના–દિલાસો આપવાનું હતું. અલ્લાહ તઆલાએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આમ કરવાની ના પાડી, જેથી ત્યાર બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કોઇ પણ મુનાફિકના જનાઝાની નમાઝ પઢી નહીં.

ફરમાવવામાં આવ્યું :

وَلَا تُصَلِّ عَلَىٰٓ اَحَدٍ مِّنۡهُمۡ مَّاتَ اَبَدًا وَّلَا تَقُمۡ عَلٰى قَبۡرِهٖ ؕ اِنَّهُمۡ كَفَرُوۡا بِاللّٰهِ وَرَسُوۡلِهٖ وَمَاتُوۡا وَهُمۡ فٰسِقُوۡنَ ﴿۸۴﴾

*(સૂ. તૌબા, આ. ૮૪)*

અનુવાદ : "અને (હે નબી !) તેમનામાંથી કોઇ મરી જાય તો તેના ઉપર કદી નમાઝ ન પઢો અને (દફન કરવા) તેની કબર ઉપર ઊભા પણ

ન રહો, (કારણ કે) તેઓએ અલ્લાહનો તથા તેના રસૂલનો ઇન્કાર કર્યો છે અને તેઓ નાફરમાન જ મરી ગયા છે."

આ સિવાય જુદી જુદી આયતોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સમજાવવામાં આવ્યું છે કે આ મુનાફિકોના હકમાં કરવામાં આવેલી દુઆએ મગફિરત (માફી માટેની દુઆ) જરા પણ ફાયદાકારક સાબિત થશે નહીં.

إِنْ تَسْتَغْفِرْ لَهُمْ سَبْعِينَ مَرَّةً فَلَنْ يَّغْفِرَ اللّٰهُ لَهُمْ ؕ

(સૂ. તૌબા, આ. ૮૦માંથી)

અનુવાદ : "જો તમે તેમના માટે સિત્તેર વખત બખ્શિશની દુઆ માગશો તો પણ અલ્લાહ તેઓને હરગિઝ નહીં બખ્શે."

બીજા કેટલાક પ્રસંગોએ પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઠપકો આપવામાં આવ્યો છે, જેમ કે હઝરત ઝયનબ બિન્તે જહશ અને હઝરત ઝૈદ બિન હારિસાની બાબતે જેનું સંપૂર્ણ વિવરણ અહીં લંબાણનું કારણ બનશે. સૂરએ અહઝાબની ૩૭મી આયત આ વિશે જ છે.

وَ اِذْ تَقُوْلُ لِلَّذِیْۤ اَنْعَمَ اللّٰهُ عَلَیْهِ وَ اَنْعَمْتَ عَلَیْهِ اَمْسِكْ عَلَیْكَ زَوْجَكَ وَ اتَّقِ اللّٰهَ وَ تُخْفِیْ فِیْ نَفْسِكَ مَا اللّٰهُ مُبْدِیْهِ وَ تَخْشَى النَّاسَ ۚ وَ اللّٰهُ اَحَقُّ اَنْ تَخْشٰىهُ ؕ فَلَمَّا قَضٰى زَیْدٌ مِّنْهَا وَطَرًا زَوَّجْنٰكَهَا لِكَیْ لَا یَكُوْنَ عَلَى الْمُؤْمِنِیْنَ حَرَجٌ فِیْۤ اَزْوَاجِ اَدْعِیَآىِٕهِمْ اِذَا قَضَوْا مِنْهُنَّ وَطَرًا ؕ وَ كَانَ اَمْرُ اللّٰهِ مَفْعُوْلًا ۝۳۷

(સૂ. અહઝાબ, આ. ૩૭)

અનુવાદ : "અને (હે નબી !) જ્યારે તે માણસને કે જેના ઉપર અલ્લાહે ઉપકાર કર્યો તેમ તમે પણ ઉપકાર કર્યો અને તમે તેને કહેવા લાગ્યા કે પોતાની પત્નીને પોતાની સાથે રાખ અને અલ્લાહથી ડર, પરંતુ તમે પોતાના દિલમાં તે વાત છુપાવતા હતા જેને અલ્લાહ પ્રગટ કરવા ચાહતો હતો અને તમે લોકોથી ડરતા હતા અને તમારા માટે તો અલ્લાહથી જ ડરવું વધારે ઉચિત છે, પછી જ્યારે ઝૈદનું મન તેણીથી ભરાઈ ગયું (તલાક આપી) તો તેણીને અમે તમારા નિકાહમાં આપી દીધી કે જેથી મુસલમાનો પર પોતાના મ્હોં બોલ્યા છોકરાઓની સ્ત્રીઓ (થી નિકાહ કરવા)માં કોઈ ગુનોહ ન રહે, જ્યારે કે તેઓ તેણીઓથી પોતાનું મન ભરી લે (એટલે કે તલાક આપી દે) અને અલ્લાહનો આ હુકમ તો થનાર જ હતો."

## (૮૬) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બોલાવવાનો વિવેક :

ઈસ્લામમાં માનનારાઓને—મુસલમાનોને એવો હુકમ આપવામાં આવ્યો કે તેઓ નામ લઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બોલાવે નહીં, આ વિવેક છે, માનવાચક શબ્દ વડે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બોલાવવાનો હુકમ છે. નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આદર કરવો દરેક મુસલમાન ઉપર વાજિબ છે અને અવિવેક હરામ છે. આ સંદર્ભે કુર્આન શરીફમાં ફરમાવવામાં આવ્યું છે :

لَاتَجْعَلُوْا دُعَآءَ الرَّسُوْلِ بَيْنَكُمْ كَدُعَآءِ بَعْضِكُمْ بَعْضًا ؕ

*(સૂ. નૂર, આ. ૬૩માંથી)*

અનુવાદ : "તમે રસૂલને બોલાવવાને એવું (નજીવું) ન સમજો જેવું કે તમારામાંથી એકનું બીજાને બોલાવવું સાધારણ છે." આનો એક અર્થ એ છે કે રસૂલને એવી રીતે ન બોલાવો જેવી રીતે એક સામાન્ય માનવીને

બોલાવો છો. રસૂલના હુકમનો અમલ વાજિબ છે. બીજો અર્થ એ છે કે રસૂલની દુઆને સામાન્ય માનવીની દુઆ જેવી ન સમજો. રસૂલની દુઆ એ ઘણું મોટું સદ્‌ભાગ્ય છે અને રસૂલની બદ્દદુઆ (શાપ) દુર્ભાગ્યથી વિશેષ કંઇ જ નથી. ત્રીજો અર્થ એ કે જે રીતે સામાન્ય માનવીને બોલાવો છો તેવી રીતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ન બોલાવો અર્થાત્ નામ લઇને ઊંચા અવાજે ન બોલાવો. ખૂબ જ વિનયપૂર્વક, માનવાચક શબ્દોનો ઉપયોગ કરીને અને મધ્યમસરના અવાજથી બોલાવો.

સૂરતુલ હુજૂરાતમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસના આદાબનું વર્ણન છે. પહેલો અદબ (વિવેક) એ છે કે કોઇ પણ જાતની વાતચીત કે આચરણમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે આગળ ન વધો, રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રજા વિના આગળ ન વધો, સંપૂર્ણપણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આધિન (તાબે) રહો. બીજો વિવેક એ છે કે તમારો અવાજ ધીમો રાખો. ત્રીજો વિવેક આ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આરામમાં ખલેલ ન પહોંચાડો. આરામ વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બોલાવો નહીં, વગેરે વગેરે.

## (૮૭) ગનીમતનો માલ :

જે માલ લડાઇ પછી હાથ લાગે તે 'ગનીમત' છે અને જે લડાઇ કર્યા વિના મળે તે 'ફય' છે. ગનીમતનો માલ મુજાહિદો વચ્ચે વહેંચાય છે, જ્યારે માલે 'ફય' મુજાહિદોમાં વહેંચવામાં આવતો નથી, પરંતુ તેનો સંપૂર્ણ અધિકાર અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હોય છે અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખલીફાઓને તે અધિકાર મળે છે. હા, એટલી પાબંદી જરૂર હોય છે કે કેટલાક ચોક્કસ પ્રકારના લોકો (જેવા કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નજીકના સગા–સંબંધીઓ, યતીમો, મિસ્કીનો,

ફકીરો અને મુસાફિરો) વચ્ચે એની વહેંચણી સીમિત છે. આ જ અધિકાર માલે ગનીમતના પાંચમા ભાગમાં પણ હોય છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સમયમાં જુદા જુદા પ્રસંગોએ ગનીમતનો માલ અને 'ફય'નો માલ મુસલમાનોને મળ્યો. ગનીનતનો માલ મુજાહિદો વચ્ચે વહેંચવામાં આવ્યો અને ગનીમતના માલનો પાંચમો ભાગ તથા 'ફય'ની વ્યવસ્થા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અધિકારમાં જ રહી. કુર્આન શરીફની સૂરએ હશ્રની છ થી દસ આયતો અને સૂરએ અન્ફાલની એકતાળીસમી આયતમાં આનું વર્ણન કરવામાં આવ્યું છે :

وَمَآ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْهُمْ فَمَآ اَوْجَفْتُمْ عَلَيْهِ مِنْ
خَيْلٍ وَّلَا رِكَابٍ وَّلٰكِنَّ اللّٰهَ يُسَلِّطُ رُسُلَهٗ عَلٰى مَنْ يَّشَآءُ ؕ
وَاللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ۞٦ مَآ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْ
اَهْلِ الْقُرٰى فَلِلّٰهِ وَلِلرَّسُوْلِ وَلِذِى الْقُرْبٰى وَالْيَتٰمٰى وَ
الْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ ۙ كَىْ لَا يَكُوْنَ دُوْلَةًۢ بَيْنَ الْاَغْنِيَآءِ
مِنْكُمْ ؕ وَمَآ اٰتٰىكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ ۚ وَمَا نَهٰىكُمْ عَنْهُ
فَانْتَهُوْا ۚ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ۞٧ لِلْفُقَرَآءِ
الْمُهٰجِرِيْنَ الَّذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَاَمْوَالِهِمْ
يَبْتَغُوْنَ فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا وَّيَنْصُرُوْنَ اللّٰهَ وَ
رَسُوْلَهٗ ؕ اُولٰٓئِكَ هُمُ الصّٰدِقُوْنَ ۞٨ وَالَّذِيْنَ تَبَوَّؤُ الدَّارَ

وَالْاِیْمَانَ مِنْ قَبْلِهِمْ یُحِبُّوْنَ مَنْ هَاجَرَ اِلَیْهِمْ وَلَا یَجِدُوْنَ فِیْ صُدُوْرِهِمْ حَاجَةً مِّمَّاۤ اُوْتُوْا وَ یُؤْثِرُوْنَ عَلٰۤی اَنْفُسِهِمْ وَلَوْ كَانَ بِهِمْ خَصَاصَةٌ ۟ؕ وَ مَنْ یُّوْقَ شُحَّ نَفْسِهٖ فَاُولٰٓىِٕكَ هُمُ الْمُفْلِحُوْنَ ۟ۚ وَالَّذِیْنَ جَآءُوْ مِنْۢ بَعْدِهِمْ یَقُوْلُوْنَ رَبَّنَا اغْفِرْ لَنَا وَلِاِخْوَانِنَا الَّذِیْنَ سَبَقُوْنَا بِالْاِیْمَانِ وَلَا تَجْعَلْ فِیْ قُلُوْبِنَا غِلًّا لِّلَّذِیْنَ اٰمَنُوْا رَبَّنَاۤ اِنَّكَ رَءُوْفٌ رَّحِیْمٌ ۟۠

*(સૂ. હશ્ર, આ. ૬ થી ૧૦)*

અનુવાદ : "અને અલ્લાહે પોતાના રસૂલને તેઓ પાસેથી જે (ગનીમતનો) માલ અપાવ્યો (તેમાં તમારો હક નથી), કારણ કે તમે તેના ઉપર ઘોડા કે ઊંટ દોડાવ્યા નથી, પરંતુ અલ્લાહ (શત્રુઓ પૈકી) ચાહે તેના ઉપર પોતાના રસૂલોને (ખાસ રીતે) ફતેહમંદી આપે છે અને અલ્લાહ દરેક વસ્તુ પર શકિતમાન છે. (એવી જ રીતે) અલ્લાહ પોતાના રસૂલને બીજી વસ્તીવાળા (યહૂદી)ઓથી જે માલ અપાવે તે અલ્લાહ માટે તથા (રસૂલના) સગાં–વહાલાં માટે અને યતીમો તથા મોહતાજો અને મુસાફિરો માટે છે કે જેથી તે (માલ) તમારામાંના તવંગરોના કબજામાં ન આવી જાય અને રસૂલ તમને જે કંઇ આપે તે લઇ લો અને જેનાથી તમને રોકે તે ત્યજી દો અને અલ્લાહથી ડરતા રહો. બેશક, અલ્લાહ સખત શિક્ષા આપનારો છે. (ખાસ કરીને એ માલ) જે મોહતાજ હિજરત કરનારાઓ માટે છે કે જેઓ પોતાના ઘરબાર અને ધન–દૌલતથી કાઢી મુકવામાં આવ્યા તો અલ્લાહનો ફઝલ અને તેની ખુશનૂદી શોધતા આવ્યા છે અને તેઓ અલ્લાહ(ના દીન)ની

તથા તેના રસૂલની મદદ કરે છે. એ લોકો જ સાચા (મુઅમિનો) છે. તથા (એ માલ તેમના માટે છે કે) તેઓ આ દારુલ ઈસ્લામ (મદીનહના વસવાટ)માં તથા ઈમાનમાં તેઓ (મુહાજિરો)થી પહેલાં સ્થાન મેળવી ચૂક્યા છે કે જે કોઇ તેમની પાસે હિજરત કરી આવે છે તેની સાથે પ્રેમભાવ રાખે છે અને તે મુહાજિરોને જે કંઇ આપવામાં આવે છે તેથી તેઓ પોતાના દિલમાં જરાએ તંગી જોતા નથી અને પોતાની જાનથી પણ તેમને વિશેષતા આપે છે. પછી ભલેને પોતાના ઉપર ફાકાકશી જ હોય અને જે માણસ પોતાની સ્વાભાવિક કંજૂસાઈથી દૂર રાખવામાં આવ્યો તો એવા લોકો જ સફળ થનાર છે. તથા (એ માલ) તે લોકો માટે છે જેઓ એમના પછી એમ કહેતા આવ્યા કે હે અમારા પરવરદિગાર ! તું અમને તથા અમારા તે ભાઈઓને પણ બખ્શી દે કે જેમણે ઈમાનમાં અમારાથી પહેલ કરી છે અને અમારા દિલોમાં ઈમાનવાળાઓ પ્રત્યે વેર રહેવા ન દે. હે અમારા પરવરદિગાર ! તું જ અતિ માયાળુ (અને) મહા દયાળુ છે.''

لَهُمْ مِّنْ جَهَنَّمَ مِهَادٌ وَّمِنْ فَوْقِهِمْ غَوَاشٍ ؕ

وَكَذٰلِكَ نَجْزِى الظّٰلِمِيْنَ ﴿٤١﴾ *(સૂ. અન્ફાલ, આ. ૪૧)*

અનુવાદ : “અને જાણી લો કે (કાફિરોથી લડતાં) જે કંઇ વસ્તુ તમને ગનીમતમાં મળે તે તેમાંથી પાંચમો ભાગ અલ્લાહનો તથા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુટુંબીઓનો તથા યતીમોનો તથા મોહતાજોનો અને મુસાફિરોનો છે. જો તમને અલ્લાહ પર તથા તે વસ્તુ પર ભરોસો છે, જેને અમે અમારા બંદા (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ફૈસલાના દિવસે (એટલે) કે જે દિવસે (બદ્રમાં) બે ફૌજો સામસામે થઇ હતી (ત્યારે) ઉતારી હતી અને

અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે."

## (૮૮) અઝવાજે મુતહ્હરાત-નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પુનિત પત્નીઓ :

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પુનિત પત્નીઓ ઉમ્મતની 'માઓ' છે.

કુર્આન કહે છે :

وَ اَزْوَاجُهٗٓ اُمَّهٰتُهُمْ ؕ (સૂ. અહઝાબ, આ. ૬માંથી)

અનુવાદ : "અને નબીની પત્નીઓ મુઅમિનોની 'માતાઓ' છે. એટલા માટે કોઇ પણ ઉમ્મતી માટે તેમની સાથે નિકાહની હંમેશા માટે મનાઇ છે."

કુર્આનમાં ફરમાવવામાં આવ્યું :

وَلَآ اَنْ تَنْكِحُوْٓا اَزْوَاجَهٗ مِنْۢ بَعْدِهٖٓ اَبَدًا ؕ اِنَّ ذٰلِكُمْ كَانَ عِنْدَ اللّٰهِ عَظِيْمًا ۝ (સૂ. અહઝાબ, આ. ૫૩માંથી)

અનુવાદ : "અને તમારા માટે એ પણ (યોગ્ય) નથી કે તેમના પછી કદી પણ તમે તેમની (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની) પત્નીઓ સાથે નિકાહ કરો. બેશક, આ વાત અલ્લાહની નજીક ઘણી જ ગંભીર છે." (ઘણો મોટો ગુનોહ છે).

કુર્આનમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ અઝવાજે મુતહ્હરાત ઉમ્મતની માતાઓનો દરજ્જો બીજી સ્ત્રીઓ કરતાં ઘણો જ સન્માનિત (માનનીય) અને ઉચ્ચ છે.

يٰنِسَآءَ النَّبِيِّ لَسْتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِ اِنِ اتَّقَيْتُنَّ ۔

(સૂ. અહઝાબ, આ. ૩૨ માંથી)

અનુવાદ : "હે નબીની પત્નીઓ ! જો તમે પરહેઝગાર હોવ તો (અલ્લાહથી ડરવાવાળી) તમે સામાન્ય સ્ત્રીઓ પૈકી કોઇના જેવી નથી."

મુસલમાનોને એવો હુકમ છે કે જો અઝવાજે મુતહ્હરાત–ઉમ્મતની માતાઓ (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પુનિત પત્નીઓ) પાસેથી કંઇ માંગવું હોય તો પરદાનું પૂરેપૂરું ધ્યાન રાખે.

وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَسْـَٔلُوْهُنَّ مِنْ وَّرَآءِ حِجَابٍ ؕ

ذٰلِكُمْ اَطْهَرُ لِقُلُوْبِكُمْ وَقُلُوْبِهِنَّ ؕ (સૂ. અહઝાબ, આ. ૫૩)

અનુવાદ : "અને જ્યારે તમે (જરૂર વખતે) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પત્નીઓ પાસે કંઇ માંગો તો પરદાની બહારથી માંગો, એમાં (સદા માટે) તમારા દિલોની તથા તેણીઓના દિલોની પવિત્રતા માટે સૌથી યોગ્ય રીત છે." હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) હઝરત ઝૈદ બિન હારિસ (રદિ.)ના નિકાહમાં હતાં. તેમણે તલાક આપી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમનાથી (હઝરત ઝયનબથી) નિકાહ કર્યા. આ નિકાહના લીધે અંધકાર યુગનો એક રિવાજ પણ તૂટી ગયો કે, "દત્તક લીધેલ પુત્રની તલાક આપેલ પત્ની સાથે નિકાહ ન કરવા જોઈએ અને તેને ખરેખરો–હકીકી પુત્ર સમજવામાં આવે." આ ખોટા રિવાજનું ખંડન થયું.

કુર્આન ફરમાવે છે :

فَلَمَّا قَضٰى زَيْدٌ مِّنْهَا وَطَرًا زَوَّجْنٰكَهَا لِكَيْ لَا يَكُوْنَ

عَلَى الْمُؤْمِنِيْنَ حَرَجٌ فِيْٓ اَزْوَاجِ اَدْعِيَاۤىِٕهِمْ اِذَا قَضَوْا مِنْهُنَّ وَطَرًا ؕ

(સૂ. અહઝાબ, આ. ૩૭)

અનુવાદ : "પછી જ્યારે ઝૈદનું મન તેનાથી ભરાઇ ગયું (તલાક આપી અને ઇદ્દત પૂરી થઇ ગઇ) તો અમે તેણીને તમારા નિકાહમાં આપી દીધી કે જેથી મુસલમાનો પર પોતાના મોંબોલ્યા દીકરાઓની પત્નીઓ (નિકાહ કરવા)માં કંઇ ગુનોહ ન રહે, જ્યારે કે તેઓ તેણીઓથી પોતાનું મન ભરી લે (એટલે કે તલાક આપી દે)."

## (૮૯) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરની માનમર્યાદા :

રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરમાં રજા વિના દાખલ થવાની–ઘરમાં આવવાની મનાઇ ફરમાવવામાં આવી :

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ اِلَّآ اَنْ يُّؤْذَنَ لَكُمْ ـ

(સૂ. અહઝાબ, આ. ૫૩ માંથી)

અનુવાદ : "હે ઇમાનવાળાઓ ! નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરમાં વિના પરવાનગીએ દાખલ ન થયા કરો."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરે જો ભોજન માટેનું આમંત્રણ હોય તો ભોજનથી પરવાર્યા પછી ઇમાનવાળાઓને તરત જ ઊભા થઇ જવાનો હુકમ છે. વાતચીતમાં પરોવાઇ જવું નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પસંદ નથી, પરંતુ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શરમના લીધે જાહેર કરી શકતા નથી, પરંતુ અલ્લાહ તઆલાએ સ્પષ્ટ કરી દીધું :

فَإِذَا طَعِمْتُمْ فَانْتَشِرُوا وَلَا مُسْتَأْنِسِينَ لِحَدِيثٍ ۚ إِنَّ ذَٰلِكُمْ كَانَ يُؤْذِي النَّبِيَّ فَيَسْتَحْيِي مِنْكُمْ ۖ وَاللَّهُ لَا يَسْتَحْيِي مِنَ الْحَقِّ ۚ

(સૂ. અહઝાબ, આ. ૫૩ માંથી)

અનુવાદ : "પછી જ્યારે ખાઇ પરવારો તો તરત જ વિખેરાઇ જાઓ અને વાતોમાં દિલ પરોવી બેસી ન રહો. ખરેખર, તમારા આ વર્તનથી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અણગમો થાય છે, છતાં તે (સ્પષ્ટ કહેતાં) તમારાથી શરમાય છે, પરંતુ અલ્લાહ વ્યાજબી વાત કહેવાથી શરમાતો નથી."

## (૯૦) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર (શુભેચ્છા) સલાત અને સલામ :

કુર્આન શરીફમાં અલ્લાહે ઈમાનવાળાઓને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર દુરૂદો–સલામ (દુરૂદ અને સલામ) મોકલવાનો હુકમ આપ્યો છે. અલ્લાહે પોતે જ પોતાના તરફ સલામનો ઈશારો (સંબંધ) કર્યો છે, જેનો અર્થ રહમત–કૃપા મોકલવી એવો થાય છે. ફરિશ્તાઓ તરફ પણ સલામનો સંબંધ–ઈશારો છે, જેનો અર્થ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર કૃપા માટેની દુઆ થાય છે.

કુર્આન ફરમાવે છે :

إِنَّ اللَّهَ وَمَلَائِكَتَهُ يُصَلُّونَ عَلَى النَّبِيِّ ۚ يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا صَلُّوا عَلَيْهِ وَسَلِّمُوا تَسْلِيمًا ﴿٥٦﴾

(સૂ. અહઝાબ : ૫૬)

અનુવાદ : "બેશક, અલ્લાહ અને તેના ફરિશ્તા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર રહમત–કૃપા મોકલે છે. હે ઈમાનવાળાઓ ! તમે

પણ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર રહમત—કૃપા અને ઉમદા સલામ મોકલતા રહો.'' દુરૂદના સૌથી ઉત્તમ શબ્દો એ જ છે જે નમાઝના આખરી કાયદામાં પઢવામાં આવે છે. તેના સવિસ્તાર હુકમો ફિકહના પુસ્તકોમાં જોઇ શકાય છે.

## (૯૧) રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું માનવી હોવું :

કુર્આને કરીમમાં અનેક જગ્યાએ—ઠેર ઠેર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક માનવી હોવાનું કહેવાયું છે, જેનાથી એ લોકોની વાત ખોટી સાબિત થાય છે, જે લોકો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ''નૂર''—''અલૌકિક પ્રકાશપુંજ'' માને છે અને જેઓ નુબુવ્વત અને માનવી હોવાને પરસ્પર વિરોધી સમજે છે. સૂરએ કહફમાં ફરમાવવામાં આવ્યું છે :

قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰٓى اِلَيَّ اَنَّمَآ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ

(સૂ. કહફ, આ. ૧૧૦)

અનુવાદ : ''તમે કહો કે હું પણ તમારા જેવો જ એક માણસ છું (પણ) મારી પાસે આ વહી આવે છે કે તમારો ખરો પૂજ્ય એક જ પૂજ્ય (મા'બૂદ) છે.

اَكَانَ لِلنَّاسِ عَجَبًا اَنْ اَوْحَيْنَآ اِلٰى رَجُلٍ مِّنْهُمْ اَنْ اَنْذِرِ النَّاسَ

(સૂ. યૂનુસ, આ. ૨)

અનુવાદ : ''શું આ (મક્કાના) લોકોને એ વિશે તઅજ્જુબી થઇ કે અમે તેઓમાંથી જ એક માણસ પાસે વહી (દિવ્ય પ્રકાશ) મોકલી કે

(નાફરમાન) લોકોને (અઝાબની) ચેતવણી આપે."

## (૯૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કદ મુબારકનું (નખશીખ) વર્ણન કુર્આન શરીફમાં :

કુર્આન શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શારીરિક અવયવો અને ભાગોનું વર્ણન જુદી જુદી જગ્યાઓએ કરવામાં આવ્યું છે. આનાથી પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક માનવી હોવાની સાબિતી મળે છે.

### ઝબાન મુબારક :

فَاِنَّمَا يَسَّرْنٰهُ بِلِسَانِكَ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٥٨﴾

*(સૂ. દુખાન, આ. ૫૮)*

અનુવાદ : "અમે આ કુર્આનને તમારી જીભે સરળ બનાવી દીધું કે જેથી તેઓ બોધ ગ્રહણ કરે."

لَا تُحَرِّكْ بِهٖ لِسَانَكَ لِتَعْجَلَ بِهٖ ﴿١٦﴾

*(સૂ. અલ કિયામહ, આ. ૧૬)*

અનુવાદ : "હે પયગમ્બર ! વહીને જલ્દી જલ્દી યાદ કરી લેવા માટે પોતાની જીભ હલાવો નહીં."

### અતિ પવિત્ર હૃદય :

قُلْ مَنْ كَانَ عَدُوًّا لِّجِبْرِيْلَ فَاِنَّهٗ نَزَّلَهٗ عَلٰى قَلْبِكَ بِاِذْنِ

اللّٰهِ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ وَهُدًى وَّبُشْرٰى لِلْمُؤْمِنِيْنَ ﴿٩٧﴾

(સૂ. બકરહ, આ. ૯૭)

**અનુવાદ :** "હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જે કોઇ જિબ્રઇલનો દુશ્મન હોય તેને કહી દો (કે કુર્આનનો) નકાર કરવાનું શું કારણ ? કેમ કે તેણે તો (જિબ્રઇલે) આ (કુર્આન) તમારા દિલ ઉપર અલ્લાહના હુકમથી જ ઉતાર્યું છે, જે પોતાની આગલી (આકાશી) કિતાબોને--ગ્રંથોને સત્ય બતાવે છે. વળી, તે હિદાયત છે અને ઇમાનવાળાઓને ખુશખબરી આપે છે."

وَاِنَّهٗ لَتَنْزِيْلُ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٩٢﴾ نَزَلَ بِهِ الرُّوْحُ الْاَمِيْنُ ﴿١٩٣﴾ عَلٰى قَلْبِكَ لِتَكُوْنَ مِنَ الْمُنْذِرِيْنَ ﴿١٩٤﴾

(સૂ. શુઅરા, આ. ૧૯૨ થી ૧૯૪)

**અનુવાદ :** "અને આ કુર્આન સર્વ જગતના પાલનહારે ઉતારેલું છે અને તમારા દિલ ઉપર પ્રામાણિક ફરિશ્તો (જિબ્રઇલ) લઇને ઉતર્યો છે કે જેથી તમે ચેતવણી આપનારાઓમાંથી થઇ જાઓ."

مَا كَذَبَ الْفُؤَادُ مَا رَاٰى ﴿١١﴾ (સૂ. નજ્મ, આ. ૧૧)

**અનુવાદ :** "આંખોએ જે કંઇ જોયું, હૃદયે તેમાં જૂઠ ન ભેળવ્યું."

## મુબારક ચહેરો :

قَدْ نَرٰى تَقَلُّبَ وَجْهِكَ فِى السَّمَآءِ ۚ (સૂ. બકરહ : ૧૪૪ માંથી)

અનુવાદ : "(હે મુહમ્મદ !) અમે આપના ચહેરાને વારંવાર આસમાન તરફ ઉઠતો જોઇ રહયા છીએ." فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ط "તો (હવે હુકમ છે કે નમાઝમાં) પોતાનું મુખ મસ્જિદે હરામ તરફ ફેરવી દો."

فَأَقِمْ وَجْهَكَ لِلدِّينِ حَنِيفًا ط *(સૂ. રૂમ, આ. ૩૦માંથી)*

અનુવાદ : "માટે તમે એક જ તરફના થઇને આ દીન પર પોતાનું મ્હોં સીધું રાખો."

فَأَقِمْ وَجْهَكَ لِلدِّينِ الْقَيِّمِ ـ *(સૂ. રૂમ, આ. ૪૩માંથી)*

અનુવાદ : "માટે તમારું મ્હોં આ સત્ય દીન પર સીધું રાખો."

فَإِنْ حَآجُّوكَ فَقُلْ أَسْلَمْتُ وَجْهِيَ لِلّٰهِ وَمَنِ اتَّبَعَنِ ط

*(સૂ. આલિ ઈમરાન, આ. ૨૦)*

અનુવાદ : "હે નબી ! તે છતાં પણ જો તેઓ (યહૂદ અને નસારા) તમારાથી નાહક ઝઘડો કરે તો કહી દો (તમે માનો કે ન માનો) મેં તેમજ મારા અનુયાયીઓએ તો પોતાનું મસ્તક અલ્લાહની આગળ નમાવી દીધું."

## મુબારક આંખો :

لَا تَمُدَّنَّ عَيْنَيْكَ إِلَىٰ مَا مَتَّعْنَا بِهِ أَزْوَاجًا مِّنْهُمْ ـ

*(સૂ. હિજ્ર, આ. ૮૮ માંથી)*

અનુવાદ : "તમે તે વસ્તુઓ તરફ પોતાની નજર પણ ન નાખો, જેને

અમે તે કાફિરો પૈકી કેટલાક પ્રકારના લોકોને વાપરવા આપી છે."

مَا زَاغَ الْبَصَرُ وَمَا طَغٰى ⑰ (સૂ. નજમ, આ. ૧૭)

અનુવાદ : "(તે જોવામાં નબીની) નજર આમ તેમ હટી નહીં અને ન તે હદથી આગળ વધી."

**કાન મુબારક :**

وَيَقُوْلُوْنَ هُوَ اُذُنٌ ؕ قُلْ اُذُنُ خَيْرٍ لَّكُمْ

(સૂ. તવબહ, આ. ૬૧)

અનુવાદ : "(તેઓ) કહે છે કે તે (તો માત્ર) કાચા કાનના છે. (હે નબી !) તમે કહી દો કે તમારા ભલા માટે આવું કરે છે કે અલ્લાહની વાત ઉપર ભરોસો રાખે છે. (હે નબી !) તમે કહી દો કે તમે ધ્યાનથી એ જ વાત સાંભળો છો, જે તમારા માટે ભલાઇની હોય."

**છાતી મુબારક :**

اَلَمْ نَشْرَحْ لَكَ صَدْرَكَ ① (સૂ. નસ્ર, આ. ૧)

અનુવાદ : "શું અમે તમારા માટે તમારો સીનો (છાતી) ખોલી દીધો નથી ? (શું અમે તમારી છાતી તમારા માટે ખોલી ન દીધી ?")

**પીઠ મુબારક :**

وَوَضَعْنَا عَنْكَ وِزْرَكَ ② الَّذِیْٓ اَنْقَضَ ظَهْرَكَ ③

(સૂ. નસ્ર, આ. ૨–૩)

અનુવાદ : "અને અમે તમારા ઉપરથી તમારો જે બોજો ઉતારી મૂકયો, (જે તમારી કેડ ભાંગી નાખી રહયો હતો).

**કેટલાક શારીરિક આચરણો અને હરકતો :**

الَّذِیۡ یَرٰىكَ حِیۡنَ تَقُوۡمُ ﴿۲۱۸﴾ وَ تَقَلُّبَكَ فِی السّٰجِدِیۡنَ ﴿۲۱۹﴾

(સૂ. શુઅરા, આ. ૨૧૮–૨૧૯)

અનુવાદ : "જે તમને તે વેળા જૂએ છે જયારે કે તમે (નમાઝ માટે) ઉઠો છો, તેમજ નમાઝીઓ દરમિયાન તમારા ફરવાને પણ જુએ છે."

وَ قَالُوۡا مَالِ هٰذَا الرَّسُوۡلِ یَاۡكُلُ الطَّعَامَ وَ یَمۡشِیۡ فِی الۡاَسۡوَاقِ ؕ

(સૂ. ફુર્કાન, આ. ૭)

અનુવાદ : "અને તેઓ (કાફિરો) કહે છે કે આ કેવો રસૂલ છે કે ખોરાક ખાય છે અને બજારોમાં આવ–જા પણ કરે છે."

**બંદગી અને જીવન તથા મૃત્યુ :**

قُلۡ اِنَّ صَلَاتِیۡ وَ نُسُكِیۡ وَ مَحۡیَایَ وَ مَمَاتِیۡ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِیۡنَ ﴿۱۶۲﴾

(સૂ. અન્આમ, આ. ૧૬૨)

અનુવાદ : "(હે નબી !) આપ ફરમાવી દો કે મારી નમાઝ અને કુરબાની, મારું જીવવું અને મારું મરવું આ બધું જ જગતના પાલનહાર અલ્લાહ તઆલાને માટે જ છે."

## (૯૩) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું બંદા હોવું (ખાકસારી) :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સૌથી ધ્યાનાકર્ષક વિશેષતા–આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખાસિયત અને ગુણ એમની પૂર્ણ ખાકસારીનો દરજ્જો છે. ખાકસારી–બંદા નવાઝીનો અર્થ અલ્લાહના દરબારમાં પોતાને અત્યંત નિમ્ન કક્ષાના ગણવા, નમ્રતા, મિસ્કીની અને લાચારીનો સંપૂર્ણ આવિર્ભાવ અને એના (અલ્લાહના) દરબાર સામે ભિખારીપણું છે. કુર્આનમાં જ્યાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર પોતાના વિશિષ્ટ ઇન્આમો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિશિષ્ટ ગુણોનું વર્ણન છે ત્યાં આ સંપૂર્ણ ખાકસારીના ગુણને પણ નિર્દેશિત કરવામાં આવ્યો છે. મેઅરાજના વર્ણનમાં :

سُبۡحٰنَ الَّذِیۡۤ اَسۡرٰی بِعَبۡدِہٖ ................ الۡبَصِیۡرُ۔

*(સૂ. બની ઈસ્રાઈલ, આ. ૧)*

અનુવાદ : "પાક છે તે ઝાત જે રાતોરાત પોતાના બંદા (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મસ્જિદે હરામ (બયતુલ્લાહ)થી મસ્જિદે અકસા (બયતુલ મુકદસ) કે જેને અમારી બરકતોએ ઘેરી રાખ્યો છે, લઇ ગયો કે જેથી અમે તેને પોતાની કુદરતના કંઇક નમૂના દેખાડીએ. બેશક, તે જ અલ્લાહ સઘળું સાંભળનાર (અને) જોનાર છે."

فَاَوۡحٰۤی اِلٰی عَبۡدِہٖ مَاۤ اَوۡحٰی۔ *(સૂરતુન્નજ્મ– આયત ૧૦)*

અનુવાદ : "પછી અલ્લાહે (તે ફરિશ્તા મારફતે) પોતાના બંદા

પર જે વહી મોકલી હતી તે મોકલી"—માં ફરમાવવામાં આવ્યું. સૌથી મોટી નેઅમત કુર્આનના ઉતરાણને યાદ કરતાં (સૂ. કહફ, આ. ૧)માં ફરમાવવામાં આવ્યું. "સર્વ વસ્તુ તે અલ્લાહના માટે જ છે કે જેણે પોતાના ખાસ બંદા (મુહમ્મદ) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર આ કિતાબ ઉતારી" અને સૂરએ ફુર્કાનમાં આયત—૧ "તે (અલ્લાહ)ની મહાન બરકત છે, જેણે પોતાના ખાસ બંદા (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર ફેંસલાની ખાસ કિતાબ ઉતારી." રસૂલ અને નબી શબ્દોનો પ્રયોગ કરવાને બદલે આ પ્રસંગોએ 'અબ્દ'—'બંદો' શબ્દનો ઉપયોગ કરીને એ તરફ ઇશારો છે કે સૌથી મોટી વિશેષતા આપની પૂર્ણ ખાકસારીનો દરજ્જો છે.

## (૯૪) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનધિકારપણું અને ગૈબ જાણવાનો નકાર :

કુર્આન આપની અનાધિકારપણાની અવસ્થાનું વર્ણન કરે છે :

قُلْ مَا كُنْتُ بِدْعًا مِّنَ الرُّسُلِ وَمَآ اَدْرِىْ مَا يُفْعَلُ بِىْ وَلَا بِكُمْ ؕ

*(સૂ. અહકાફ, આ. ૯ માંથી)*

અનુવાદ : "તમે કહી દો કે હું કંઇ નવો રસૂલ નથી. વળી, હું એ પણ જાણતો નથી કે મારી સાથે તથા તમારી સાથે કેવું વર્તન થશે?"

قُلْ لَّآ اَمْلِكُ لِنَفْسِىْ نَفْعًا وَّلَا ضَرًّا اِلَّا مَا شَآءَ اللّٰهُ ؕ وَلَوْ كُنْتُ اَعْلَمُ الْغَيْبَ لَاسْتَكْثَرْتُ مِنَ الْخَيْرِ ۛۚ وَمَا مَسَّنِىَ السُّوْٓءُ ۚ اِنْ اَنَا اِلَّا نَذِيْرٌ وَّبَشِيْرٌ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۱۸۸﴾

*(સૂ. અઅ્રાફ, આ. ૧૮૮)*

અનુવાદ : "તમે કહી દો કે હું મારી જાત માટે કંઇ ફાયદો કે નુકસાનનો અધિકાર ધરાવતો નથી. અલ્લાહ જ જે કંઇ ચાહે છે તે થાય છે અને જો મને ગૈબનું જ્ઞાન હોત તો હું ઘણા ફાયદા મારા માટે પ્રાપ્ત કરી લેત અને મને ક્યારેય કંઇ નુકસાન ન પહોંચત. હું તો માત્ર એક સચેત કરનાર અને ખુશખબરી સંભળાવનાર છું તે લોકો માટે જેઓ મારી વાત માને."

قُلْ لَّآ اَقُوْلُ لَكُمْ عِنْدِيْ خَزَآئِنُ اللّٰهِ وَلَآ اَعْلَمُ الْغَيْبَ.

(સૂ. અન્આમ, આ. ૫૦ માંથી)

અનુવાદ : "(હે નબી !) તમે કહો કે હું તમને એમ નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખઝાના છે અને ન તો હું ગૈબની વાત જાણું છું."

يَسْـَٔلُوْنَكَ عَنِ السَّاعَةِ اَيَّانَ مُرْسٰىهَا ﴿٤٢﴾ فِيْمَ اَنْتَ مِنْ ذِكْرٰىهَا ﴿٤٣﴾ اِلٰى رَبِّكَ مُنْتَهٰىهَا ﴿٤٤﴾ اِنَّمَآ اَنْتَ مُنْذِرُ مَنْ يَّخْشٰىهَا ﴿٤٥﴾

(સૂ. નાઝિઆત, આ. ૪૨ થી ૪૫)

અનુવાદ : "(હે નબી !) આ લોકો (કાફિરો) આપને કિયામત વિશે પૂછે છે કે તે ક્યારે કાયમ થશે ? (પણ) તેના વર્ણનથી તમને શું સંબંધ ? (કે તમે સમય બતાવો.) તમારા પાલનહાર ઉપર જ તે(ના જ્ઞાન)નો અંત છે. તમે તો માત્ર તે માણસને (ત્યાંનો) ભય સંભળાવનાર છો, જેઓ તેનાથી ડરે છે."

ઉપર વર્ણવેલી આયતોથી આ લોકોની એ વાત પૂરેપૂરી રીતે ખોટી સાબિત થાય છે, જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સર્વસત્તાધીશ અને ગૈબના જાણનાર માને છે.

## (૯૫) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર અલ્લાહની બખ્શિશો (નેઅમતો) :

કુર્આનમાં અલ્લાહે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપરની પોતાની ઘણી બધી (અનેક) નેઅમતો–બખ્શિશોનું વર્ણન કર્યું છે. અમો અહીં નીચે એમાંની દસ નેઅમતોનું વર્ણન કરીએ છીએ.

**પ્રથમ નેઅમત :** (બખ્શિશ) أَلَمْ يَجِدْكَ يَتِيمًا فَآوَىٰ ۝٦

*(સૂ. ઝુહા, આ. ૬)*

"શું તેણે (અલ્લાહે) તમને યતીમ ન જોયા, પછી તમને ઠેકાણું આપ્યું ?" પિતાનું મૃત્યુ જન્મની પહેલાં થયું હતું. છ વર્ષ સુધી વાલિદહ, મુહતરમા–સન્માનનીય માતાએ પાલન પોષણ કર્યું, પછી તેમનું અવસાન થતાં દાદાએ ઉછેર કર્યો, પછી ચાચાએ પાલન પોષણ કર્યું અને તાલીમ આપી. ત્યાર બાદ હિજરત પછી મદીનાવાળાઓએ આપને સન્માનભર્યું સ્થાન આપ્યું.

**બીજી નેઅમત :** وَوَجَدَكَ ضَالًّا فَهَدَىٰ ۝٧

*(સૂ. ઝુહા, આ. ૭)*

"અને એણે (અલ્લાહે) તમને (માર્ગથી) અજાણ જોયા તો ફરી તમને સીધો માર્ગ બતાવી આપ્યો. (અલ્લાહે નુબુવ્વત આપી આપનું માર્ગદર્શન કર્યું)."

مَا كُنتَ تَدْرِي مَا الْكِتَابُ وَلَا الْإِيمَانُ وَلَٰكِن جَعَلْنَاهُ نُورًا نَّهْدِي بِهِ مَن نَّشَاءُ مِنْ عِبَادِنَا ۚ وَإِنَّكَ لَتَهْدِي إِلَىٰ صِرَاطٍ مُّسْتَقِيمٍ ۝٥٢ صِرَاطِ اللَّهِ الَّذِي لَهُ مَا فِي السَّمَاوَاتِ وَ

مَا فِي الْأَرْضِ ۗ أَلَا إِلَى اللَّهِ تَصِيرُ الْأُمُورُ ﴿٥٣﴾

*(સૂ. શુરા, આ. ૫૨–૫૩)*

**"(એ પહેલાં) તમે જાણતા ન હતા કે કિતાબ (ગ્રંથ) શું છે ? અને ન એ (જાણતા) હતા કે ઈમાન(નો આખરી દરજ્જો) શું છે ?પરંતુ અમે તે કુર્આનને એક નૂર બનાવ્યું છે કે તે વડે અમારા બંદાઓમાંથી ઈચ્છીએ તેને સીધો માર્ગ દેખાડીએ છીએ અને બેશક, તમે સીધા માર્ગ તરફ જ દોરવણી કરો છો. તે અલ્લાહનો માર્ગ (બતાવો છો) કે આકાશોમાં જે કંઈ છે તથા જે કંઈ પૃથ્વીમાં છે તે સઘળું તેનું જ છે. હા, અલ્લાહના તરફ જ બધા કાર્યો રજૂ થાય છે."**

**ત્રીજી નેઅમત :** وَوَجَدَكَ عَآئِلًا فَأَغْنَىٰ ﴿٨﴾

*(સૂ. ઝુહા, આ. ૮)*

**"વળી, તેણે (અલ્લાહે) તમને નાદાર જોયા તો તમને માલદાર બનાવી દીધા." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વાલિદ સાહેબે વારસામાં ફક્ત એક ઊંટણી અને એક નોકરાણી (લોંડી) જ છોડયા હતા. આ રીતે આપના જીવનની શરૂઆત ગરીબી (મુફલિસી)માં થઈ હતી. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વેપાર કર્યો. હઝરત ખદીજહ (રદિ.)થી નિકાહ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બધો જ કારોબાર સંભાળી લીધો. આ તો નજરે જોઈ શકાય તેવી સમૃદ્ધિ હતી અને અસલ છૂપી સમૃદ્ધિ તો અલ્લાહની એ છૂપી બખ્શિશ છે, જેનાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સિવાય અન્ય કોઈ પણ માલામાલ ન હતું–અન્ય કોઈને પણ મળી ન હતી. એનો અર્થ એવો થાય છે કે આપનું દારીદ્રય (સંત–સજ્જનતા) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વશમાં હતું (આપની પસંદગીનું હતું), વૈકલ્પિક હતું.**

**ચોથી બખ્શિશ :** اَلَمۡ نَشۡرَحۡ لَكَ صَدۡرَكَ ﴿١﴾

*(સૂ. ઈન્શિરાહ, આ. ૧)*

"(હે રસૂલ !) શું અમે તમારી ખાતર તમારો સીનો (ઇલ્મ વગેરેથી) ખોલી દીધો નથી ? (બેશક, ખોલી દીધો છે)." આનો અર્થ એ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અલ્લાહ તઆલાએ વિશાળ જ્ઞાન આપ્યું અને વિરોધીઓ તરફથી મળતી નિંદાને લીધે થતી તકલીફો પર ધૈર્ય અને સહનશીલતા પણ આપ્યા. તો બીજી બાજુ જ્ઞાન અને સહિષ્ણુતાથી સીનો ઉઘાડી દીધો. ટૂંકમાં દરેક પ્રકારનો માનસિક તનાવ, ખાલીપો અને ચિંતાઓ જે નબુવ્વતની પહેલાં હતા તે નબુવ્વત મળતાં જ દૂર થઇ ગયા અને સંપૂર્ણ રીતે ઇસ્લામની સચ્ચાઇ પર સંતોષ થઈ ગયો અને સાથે સાથે નબુવ્વતનું મહાન કાર્ય સંભાળવા અને કુફ્રની અત્યાચારી અને શક્તિશાળી શક્તિઓ સામે એકલા હાથે ઝઝૂમવાની હિમ્મત પેદા થઇ ગઇ અને દરેક અતિ મુશ્કેલ ચળવળને પૂર્ણ કરવાની હિમ્મતમાં શક્તિ પેદા થઇ ગઇ. તેને દૃઢ નિશ્ચયથી ઓળખવામાં આવે છે.

**પાંચમી બખ્શિશ :**

وَوَضَعۡنَا عَنۡكَ وِزۡرَكَ ﴿٢﴾ الَّذِيۡۤ اَنۡقَضَ ظَهۡرَكَ ﴿٣﴾

*(સૂ. ઈન્શિરાહ, આ. ૨–૩)*

"અને અમે તમારા ઉપરથી તમારો એ બોજ ઉતારી લીધો, જેણે તમારી કેડ ભાંગી નાખી હતી." શરીઅતની દૃષ્ટિએ યોગ્ય હોવા છતાં યોગ્યતાની દૃષ્ટિએ થોડીક નીચલી કોટિના કાર્યો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી થવાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જે અનહદ દુઃખ થતું હતું તે દુઃખને અલ્લાહ તઆલાએ હટાવી દીધું તેથી તેવી બાબતોમાં કંઇ પકડ નહીં થવા વિશે ખુશખબરી આપી. નબુવ્વતની

શરૂઆતમાં વહી, સત્યના અવાજને ઉચ્ચતા બખ્શવી, ધર્મનો પ્રચાર અને પછી તેના ઉપર દઢતા (કાયમી ટકી રહેવું) વગેરે આપને ઘણાં ભારે લાગતા હતા, તે બધાને અલ્લાહે સરળ બનાવી દીધા અને એ બોજ એવી રીતે હટાવી લીધો કે મુશ્કેલીઓ પછી સહેલાઈઓ અને તંગી પછી ખુલાસાપણું (ફરાખી) અને ખેંચતાણ (સંઘર્ષ) પછી વિશાળતા આવી ગઈ.

**છઠ્ઠી બખ્શિશ :** وَرَفَعْنَا لَكَ ذِكْرَكَ ۝

*(સૂ. ઈન્શિરાહ, આ. ૪)*

"અને અમે તમારી ખાતર–તમારા માટે તમારું નામ બુલંદ કર્યું." (તમારી ચર્ચાની ખ્યાતિ ફેલાવી) આથી તમામે તમામ ઈસ્લામી ઓળખોમાં ખુદાના નામની સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામ લેવામાં આવે છે. અલ્લાહે બંદાઓને પોતાની (અલ્લાહની) ઈતાઅત–આજ્ઞાંકિતતા–અનુસરણ કરવાની સાથે સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનુસરણ–ઈતાઅત કરવાનો પણ હુકમ આપ્યો છે.

**સાતમી બખ્શિશ :**

وَلَقَدْ اٰتَيْنٰكَ سَبْعًا مِّنَ الْمَثَانِيْ وَالْقُرْاٰنَ الْعَظِيْمَ .

*(સૂ. હિજ્ર, આ. ૮૭)*

"અને અમે તમને સાત આયતો, (સૂ. ફાતિહા) જે (નમાઝમાં) વારંવાર પઢવામાં આવે છે તે અને મહાન દરજ્જાનું કુર્આન આપ્યું છે." કુર્આનની દૌલત દરેક દૌલત કરતાં અનેક ઘણી વધારે છે.

**આઠમી બખ્શિશ :**

فَبِمَا رَحْمَةٍ مِّنَ اللّٰهِ لِنْتَ لَهُمْ ۚ وَلَوْ كُنْتَ فَظًّا غَلِيْظَ الْقَلْبِ لَانْفَضُّوْا مِنْ حَوْلِكَ ۠ *(સૂ. આલિ ઈમરાન, આ. ૧૫૯માંથી)*

"ત્યાર બાદ અલ્લાહની જ કૃપાને લીધે તમે તેઓ સાથે માયાળુપણે વર્ત્યા અને જો તમે કડક સ્વભાવના અને કઠોર મનના હોત તો તેઓ (ક્યારના) તમારી પાસેથી વિખેરાઇ ગયા હોત."

**નવમી બખ્શિશ :**

وَاَنۡزَلَ اللّٰهُ عَلَيۡكَ الۡـكِتٰبَ وَالۡحِكۡمَةَ وَعَلَّمَكَ مَا لَمۡ تَكُنۡ تَعۡلَمُ‌ ؕ وَكَانَ فَضۡلُ اللّٰهِ عَلَيۡكَ عَظِيۡمًا ۞ *(સૂ. નિસાઅ : ૧૧૩માંથી)*

"અને અલ્લાહે તમારા ઉપર આ કિતાબ અને હિકમત (જ્ઞાન) ઉતાર્યા, તેમજ જે વાતો તમે જાણતા ન હતા તે તમને શીખવી અને અલ્લાહની કૃપા તમારા ઉપર ઘણી જ છે."

અલ્લાહની એ બખ્શિશ છે કે અલ્લાહે આપના ઉપર તત્વદર્શિતા--હિકમત–જ્ઞાન ઉતાર્યું. હિકમત દ્વારા કહેવાનો ભાવાર્થ સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું શિક્ષણ છે. તેના શબ્દો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝબાન મુબારકથી બોલાય છે, પરંતુ તેનો અર્થ અલ્લાહ તરફથી હોય છે, જે શ્રેષ્ઠ વિદ્યા નબુવ્વત અને કુર્આનના ઉતરાણની પહેલાં પ્રગટ–જાહેર થયા ન હતા તેમને હવે પ્રગટ કરવામાં આવ્યા.

**દસમી બખ્શિશ :** اِنَّاۤ اَعۡطَيۡنٰكَ الۡكَوۡثَرَ ۞

*(સૂ. કૌસર, આ. ૧)*

"બેશક, (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) અમે તમને કવસર અર્પણ કરી છે." કૌસરનો અર્થ અતિશય ભલાઇ છે અને તેમાં દરેક પ્રકારની દીની અને દુન્યવી દૌલત અને બાહ્ય અને આંતરિક બખ્શિશો આવી જાય છે. હૌઝે કૌસર પણ એમાં જ આવી જાય છે.

## (૯૬) દીનની દાવત માટે સહાનુભૂતિ :

કૌમની અજ્ઞાનતા–ગુનાહિત વૃત્તિ અને અવળો માર્ગ (નાસ્તિકતા) અખલાકી બગાડ, ચારિત્ર્યહિનતા અને પછાતપણું, હઠધર્મી (ખોટી જીદ) અને કિન્નાખોરી, દ્વેષ, ઈર્ષા, શત્રુતા, વેરઝેર અને સુધારણાના દરેક પ્રકારના અથાગ પ્રયત્નોની સરખામણીમાં તેનો વિરોધ થવાને કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દિવસો અને રાત્રિઓ અત્યંત કષ્ટજનક (હૃદયદ્રાવક) અને પ્રાણઘાતક હાલતમાં પસાર થતા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક દિલ લોકોની કમનસીબી અને અલિપ્તતા (દીનથી દૂરી)ના દુઃખ–ગમને કારણે અત્યંત દુઃખી થઇ રહયું હતું. કુર્આન શરીફમાં આ પરિસ્થિતિનું વર્ણન વારંવાર કરવામાં આવ્યું છે :

فَلَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ عَلٰٓى اٰثَارِهِمْ اِنْ لَّمْ يُؤْمِنُوْا بِهٰذَا الْحَدِيْثِ اَسَفًا ۝٦

*(સૂ. કહફ, આ. ૬)*

અનુવાદ : "તો જો આ લોકો (કુર્આનની) વાતને નહીં માને તો તમે પસ્તાવો કરતાં કરતાં કદાચ તેઓની પાછળ પોતાનો પ્રાણ ગુમાવી બેસશો."

لَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ اَلَّا يَكُوْنُوْا مُؤْمِنِيْنَ ۝٣

*(સૂ. શોઅરા, આ. ૩)*

અનુવાદ : "કદાચ તમે તેઓના ઈમાન નહીં લાવવા પર દુઃખને લીધે પોતાના પ્રાણને ગુમાવી બેસશો."

હકીકત વાત એમ છે કે જે વસ્તુ આપને અંદર ને અંદર ખાઇ રહી હતી તે એ હતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની કૌમને અવળા માર્ગેથી (નાસ્તિકતાથી) અને ચારિત્ર્યની પડતીમાંથી બહાર કાઢવા

માગતા હતા અને કીમ કોઈ પણ ભોગે તેમાંથી બહાર આવવા માગતી ન હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂરેપૂરો વિશ્વાસ હતો કે અવળા માર્ગનું પરિણામ બરબાદી અને અલ્લાહનો અઝાબ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમને આનાથી બચાવવા માટે પોતાના દિવસો અને રાત્રિઓ એક કરી રહયા હતા. રાત—દિવસ અથાગ પ્રયત્નો કરી રહયા હતા, પરંતુ તેમની એ જીદ હતી કે અલ્લાહના અઝાબમાં પકડાઈને જ રહીશું. આ આયતમાં દેખીતી રીતે તો ફક્ત એટલી જ વાત કહેવામાં આવી છે કે કદાચ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની પાછળ પોતાના જાન ગુમાવી બેસશે, પરંતુ તેમાં એક અત્યંત સુક્ષ્મ રીતે—કોમળતાપૂર્વક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એવું સાંત્વન પણ આપવામાં આવ્યું છે કે એમના ઈમાન ન લાવવાની જવાબદારી તમારી નથી. તો પછી આપ શા માટે પોતાને—ખુદને રંજો—ગમમાં નાખો છો ? તમારું કામ ફક્ત ખુશખબરી આપવાનું અને ડરાવવાનું છે. લોકોને મુઅમિન (મુસલમાન) બનાવી દેવા એ તમારું કામ નથી. તેથી તમે ફક્ત તમારી તબ્લીગી જવાબદારી પૂર્ણ કરતા રહો, જે માની જાય તેને ખુશખબરી સંભળાવી દો અને જે ન માને તેને પરિણામથી સાવધ કરી દો.

કુર્આન શરીફમાં ઠેર ઠેર એ બતાવવામાં આવ્યું છે કે મૂળ જવાબદારી તબ્લીગ—દીને ઈસ્લામનો પ્રચાર—પ્રસાર છે. મુસલમાન (મુઅમિન) બનાવી દેવાની જવાબદારી (તમારી) નથી.

فَاِنَّ اللّٰهَ يُضِلُّ مَنْ يَّشَآءُ وَ يَهْدِىْ مَنْ يَّشَآءُ ۖ فَلَا تَذْهَبْ نَفْسُكَ عَلَيْهِمْ حَسَرٰتٍ ؕ (સૂ. ફાતિર, આ. ૭)

અનુવાદ : "કેમ કે અલ્લાહ ચાહે તેને ગુમરાહ રાખે છે અને ચાહે તેને હિદાયત આપે છે. માટે તેઓના વિશે પસ્તાવો કરતાં તમારો પ્રાણ ન

નીકળી જાય ? !" (માટે હે નબી !) ઇચ્છા–અનિચ્છાએ તમારો જીવ આ લોકો માટે રંજ અને દુઃખમાં ન બાળો."

إِنَّمَآ أَنتَ مُذَكِّرٌ ﴿٢١﴾ لَّسْتَ عَلَيْهِم بِمُصَيْطِرٍ ﴿٢٢﴾

(સૂ. ગાશિયહ, આ. ૨૧–૨૨)

અનુવાદ : "(માટે હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) તમે શિખામણ આપતા રહો. તમારું કામ તો શિખામણ આપવાનું જ છે. તમે તેમના ઉપર રક્ષક (તરીકે) નથી (કે વધુ ચિંતા કરો)."

لَآ إِكْرَاهَ فِى ٱلدِّينِ ۖ قَد تَّبَيَّنَ ٱلرُّشْدُ مِنَ ٱلْغَىِّ ۚ

(સૂ. બકરહ, આ. ૨૫૬)

અનુવાદ : "દીનના બારામાં બળજબરી નથી, કારણ કે હિદાયત પોતે ગુમરાહીથી અલગ પડી ચૂકી છે."

وَإِن تَوَلَّوْا فَإِنَّمَا عَلَيْكَ ٱلْبَلَٰغُ (સૂ. આલિ ઇમરાન, આ. ૨૦)

અનુવાદ : "જો તેમણે મોઢું ફેરવી લીધું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર ફક્ત સંદેશ પહોંચાડી દેવાની જવાબદારી હતી."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આપના કાકા અબૂ તાલિબ ઇમાન લાવે તે માટે ખૂબ જ ચિંતાતુર હતા, પરંતુ તે ઇમાન ન લાવ્યા. અલ્લાહ તઆલાએ કુર્આન શરીફમાં આ વાત ઉપર પણ ઇશારો કર્યો છે :

إِنَّكَ لَا تَهْدِى مَنْ أَحْبَبْتَ وَلَٰكِنَّ ٱللَّهَ يَهْدِى مَن يَشَآءُ ۚ وَهُوَ أَعْلَمُ بِٱلْمُهْتَدِينَ ﴿٥٦﴾

(સૂ. કસસ, આ. ૫૬)

અનુવાદ : "હે મુહમ્મદ ! તમે જેને ચાહો તેને રાહ પર લાવી શકતા નથી, પણ અલ્લાહ ચાહે તેને રાહ પર લાવે છે અને તે જ હિદાયત પામનારાઓને સારી રીતે જાણે છે."

મૌલાના અબુલ કલામ આઝાદ (રહ.)એ અમ્બિયાએ કિરામને આપવામાં આવેલ દિલસોજીનું વર્ણન કંઈક આવી રીતે કર્યું છે. "અમ્બિયાએ કિરામ હિદાયત (સન્માર્ગ માટેની પ્રેરણા) અને સુધારણાના ફક્ત ઇચ્છુક જ નથી હોતા, તેના પ્રેમી–આશિક પણ હોય છે. માનવીઓની ગુમરાહી તેમના માટે શૂળ–ડંખ સમાન હોય છે અને માનવીની હિદાયત એમના દિલની એક એક માંસપેશીની ખુશી હોય છે. એનાથી વધારે દુઃખની વાત એમના માટે બીજી કોઈ હોઈ શકતી જ નથી કે એક પણ માનવી સત્યથી મુખ ફેરવી લે અર્થાત્ ભટકી જાય અને એમના માટે એનાથી વધીને કાંઈ ખુશી હોઈ શકતી નથી કે એક ભટકી ગયેલ કદમ સીધા માર્ગે આવી જાય. કુર્આનમાં આ પરિસ્થિતિની અનેક ઠેકાણે સાક્ષીઓ જોવા મળે છે.

## (૯૭) સબ્ર અને સ્થિરતા (દઢતા)ની ખુદાઈ તાલીમ :

કાફિરોની અવજ્ઞાઓ, ઈજાઓ અને દુષ્કૃત્યોથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણાં જ દુઃખી રહેતા હતા. તેમના મ્હેણા અને મશ્કરીઓને લીધે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દિલમાં ઘણું જ દુઃખ થતું હતું. એમની નકામી–બીન વ્યાજબી માંગણીઓ આપના દુઃખમાં વધારો કરતી હતી. તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વારંવાર એવું કહેતા કે જો તમે સાચા અને અમે જૂઠા છીએ તો અઝાબ લઈ આવો, જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દિલમાં ક્યારેક ક્યારેક એવો ભાવ પેદા થતો કે આપ દુઆ કરતા કે "હે ખુદા ! આ મામલાને–સ્થિતિને આરપાર કરી દે–વેરવિખેર કરી નાખ યા તો તું એમને હિદાયત આપ

અથવા તો એમને નેસ્તનાબૂદ કરી નાખ."

આ તમામ પ્રસંગો વખતે આપને ધીરજ, અડગતા, સ્થિરતા, સહનશીલતા, દઢતા, મજબૂતી, સાહસિકતા (શૂરવીરતા–ઉત્સાહિતા), સ્વાવલંબન, ઉતાવળ ન કરવા અને અડગ નિશ્ચય જાહેર કરવાનો અને કાફિરોનો મામલો અલ્લાહ ઉપર છોડી દેવાનો હુકમ થતો હતો, જેનું વર્ણન કુર્આન શરીફમાં ઠેકઠેકાણે મળે છે.

فَاصْبِرْ كَمَا صَبَرَ أُولُوا الْعَزْمِ مِنَ الرُّسُلِ وَلَا تَسْتَعْجِلْ لَّهُمْ ط

(સૂ. અહકાફ, આ. ૩૫ માંથી)

અનુવાદ : "માટે (હે રસૂલ !) તમે પણ અન્ય દઢતાવાળા રસૂલોની જેમ ધીરજ રાખો અને તેઓ (કાફિરો)ના મામલામાં (શિક્ષાની) ઉતાવળ ન કરો."

એક જગ્યાએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હઝરત યૂનુસ (અલૈ.)ની જેમ ઉતાવળો નિર્ણય કરવાથી રોકવામાં આવ્યા છે.

فَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ وَلَا تَكُنْ كَصَاحِبِ الْحُوتِ م

(સૂ. કલમ, આ. ૪૮)

અનુવાદ : "માટે હવે તમે ધીરજપૂર્વક તમારા પાલનહારના હુકમની રાહ જુઓ અને માછલીવાળા (યૂનુસ અલૈ.) જેવા ન થઈ જાઓ."

إِنَّهُمْ يَكِيدُونَ كَيْدًا ﴿١٥﴾ وَأَكِيدُ كَيْدًا ﴿١٦﴾ فَمَهِّلِ الْكَافِرِينَ أَمْهِلْهُمْ رُوَيْدًا ﴿١٧﴾

(સૂ. તારીક, આ. ૧૫ થી ૧૭)

અનુવાદ : "અલબત્ત, તેઓ (કાફિરો–હકની વિરુદ્ધમાં) અનેક પ્રકારના દાવ રચે છે અને હું પણ (તેમની નિષ્ફળતાના) દાવમાં લાગેલો

છું. માટે તમે એ કાફિરોને ઢીલ આપો (વધુ નહીં તો) થોડી મુદતની મોહલત આપો."

દુશ્મનોની દુષ્ટતા સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આશ્વાસન–સાંત્વના આપવામાં આવી.

فَتَوَلَّ عَنْهُمْ فَمَآ اَنْتَ بِمَلُوْمٍ ﴿٥٤﴾ (સૂ. ઝારિયાત, આ. ૫૪)

અનુવાદ : "માટે તમે એમના તરફ ધ્યાન ન આપો. હવે તમે ઠપકાને પાત્ર નથી."

وَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ فَاِنَّكَ بِاَعْيُنِنَا (સૂ. તૂર, આ. ૪૭)

અનુવાદ : "અને તમે પોતાના પરવરદિગારના હુકમની રાહ જોતાં ધીરજ રાખો, કારણ કે બેશક, તમે તો અમારી નજર સમક્ષ (રક્ષણમાં) છો."

અલ્લાહ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સાંત્વન આપે છે :

قَدْ نَعْلَمُ اِنَّهٗ لَيَحْزُنُكَ الَّذِىْ يَقُوْلُوْنَ فَاِنَّهُمْ
لَا يُكَذِّبُوْنَكَ وَلٰكِنَّ الظّٰلِمِيْنَ بِاٰيٰتِ اللّٰهِ يَجْحَدُوْنَ ﴿٣٣﴾

(સૂ. અન્આમ, આ. ૩૩)

અનુવાદ : "(હે નબી !) અમે ખૂબ જાણીએ છીએ કે તેઓ (કાફિરો)ની વાતો આપને દિલગીર કરે છે. તો તેઓ આપને જૂઠાડતા નથી, પરંતુ એ ઝુલ્મીઓ તો અલ્લાહની આયતોને નકારે છે."

આ ઝાલિમોની સામે અલ્લાહે પોતાની મદદ પૂરતી હોવાની જાહેરાત કંઈક આવી રીતે કરી :

اِنَّا كَفَيْنٰكَ الْمُسْتَهْزِءِيْنَ ﴿٩٥﴾ الَّذِيْنَ يَجْعَلُوْنَ مَعَ اللّٰهِ

اِلٰهًا اٰخَرَ ۚ فَسَوْفَ يَعْلَمُوْنَ ﴿٩٦﴾ (સૂ. હિજ, આ. ૯૫–૯૬)

અનુવાદ : "બેશક, આ ઠઠ્ઠા–મશ્કરી કરનારાઓ માટે તમારા તરફથી અમો પૂરતા છીએ, જે લોકો અલ્લાહની સાથે બીજા કોઇને પણ પૂજ્ય (મા'બૂદ) ઠેરવે છે, તો ટૂંક સમયમાં જ તેઓ (પરિણામને) જાણી લેશે."

فَاِنْ اٰمَنُوْا بِمِثْلِ مَآ اٰمَنْتُمْ بِهٖ فَقَدِ اهْتَدَوْا ۚ وَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا هُمْ فِيْ شِقَاقٍ ۚ فَسَيَكْفِيْكَهُمُ اللّٰهُ ۚ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿١٣٧﴾ (સૂ. બકરહ, આ. ૧૩૭)

અનુવાદ : "ત્યારે જો તમારા ઇમાન લાવ્યા મુજબ તેઓ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) પણ ઇમાન લાવે તો તેઓને પણ હિદાયત મળે, પણ જો તેઓ ઇસ્લામથી વિમુખ થાય તો તેઓ પાછા તે જ હઠ ઉપર છે તો હવે તમારા તરફથી અલ્લાહ તેઓને જલદી સમજી લેશે અને અલ્લાહ (બધું જ) સાંભળે છે (અને) જાણે છે."

દુશ્મનોની વાતોથી દિલગીર–દુ:ખી અને ગમગીન ન થાવ, પરંતુ તેનો ઇલાજ કુર્આન બતાવે છે.

وَلَقَدْ نَعْلَمُ اَنَّكَ يَضِيْقُ صَدْرُكَ بِمَا يَقُوْلُوْنَ ﴿٩٧﴾ فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَكُنْ مِّنَ السّٰجِدِيْنَ ﴿٩٨﴾ وَاعْبُدْ رَبَّكَ حَتّٰى يَاْتِيَكَ الْيَقِيْنُ ﴿٩٩﴾ (સૂ. હિજ, આ. ૯૭ થી ૯૯)

અનુવાદ : "અમને ખબર છે કે જે વાતો આ લોકો તમારા માટે બનાવે છે તેનાથી તમારા હૃદયને ભારે દુ:ખ પહોંચે છે. (આનો ઉપાય એ

છે કે) પોતાના રબની પ્રશંસા સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો વારંવાર ઝિક્ર) કરો, તેના આગળ સિજદહ કરો અને મોત સુધી પોતાના રબની બંદગી કરતા રહો, જેનું આવવું નિશ્ચિત છે."

ઇમામ રાઝીના જણાવ્યા મુજબ "આ રીતે ઝિક્ર (સતત યાદ–જાપ) અને સતત બંદગીમાં મશગુલ રહેવાને લીધે આલમે કુદુસના–અલૌકિક વિશ્વના પ્રકાશનો લાભ શરૂ થઇ જાય છે અને એને લીધે દુનિયા બિલકુલ તુચ્છ અને નિમ્ન લાગવા માંડે છે અને એને લીધે દુ:ખ (ગમ) અને રંજ–વેદના, વ્યથા તરફથી પણ તબિયત સાવ હલકી–છૂટકારો મળે છે અને નચિંત થઇ જવાય છે.

## (૯૮) ખાતિમુલ અમ્બિયા–અંતિમ નબી :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આખરી નબી હતા (છે). આપના ઉપર નુબુવ્વતની શૃંખલા સમાપ્ત થઇ ગઇ. કુર્આન શરીફમાં આનું વર્ણન કરવામાં આવ્યું છે :

مَا كَانَ مُحَمَّدٌ اَبَآ اَحَدٍ مِّنْ رِّجَالِكُمْ وَلٰكِنْ رَّسُوْلَ اللّٰهِ وَخَاتَمَ النَّبِيّٖنَ ۭ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ﴿٤٠﴾

(સૂ. અહઝાબ, આ. ૪૦)

અનુવાદ : "(હે લોકો !) મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમારા પુરુષોમાંથી કોઇના પિતા નથી, પરંતુ તે અલ્લાહના રસૂલ (ઇશદૂત) અને પયગમ્બરોના સમાપક (ખાતમુન્નબિય્યીન) છે અને અલ્લાહને દરેક વસ્તુનું જ્ઞાન છે."

## (૯૯) રહમતે આલમ–વિશ્વ માટે દયાના સાગર:

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નબુવ્વત આપના સમયના

વિસ્તારની દૃષ્ટિએ કિયામત સુધીની છે અને સ્થળના વિસ્તારની દૃષ્ટિએ દરેક વિસ્તાર અને પ્રદેશ માટે છે. કુર્આને કરીમમાં કુર્આન અને અલ્લાહના પયગમ્બર બન્નેના વિશ્વવ્યાપિતા અને સાંસારિકતાનું વર્ણન ઠેર ઠેર આવ્યું છે.

تَبٰرَكَ الَّذِيْ نَزَّلَ الْفُرْقَانَ عَلٰى عَبْدِهٖ لِيَكُوْنَ لِلْعٰلَمِيْنَ نَذِيْرًا ۙ﴿۱﴾ (સૂ. ફુર્કાન, આ. ૧)

અનુવાદ : "અત્યંત મુબારક છે તે જેણે આ કુર્આન (ફુરકાન) પોતાના બંદા ઉપર ઉતાર્યું છે, જેથી સમસ્ત દુનિયાના લોકો માટે તે ચેતવણી આપનાર બની રહે."

قُلْ يٰٓاَيُّهَا النَّاسُ اِنِّيْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ جَمِيْعًا

(સૂ. અઅ્રાફ, આ. ૧૫૮)

અનુવાદ : "(હે મુહમ્મદ !) કહો, હે મનુષ્યો ! હું તમારા સૌના માટે અલ્લાહનો પયગમ્બર છું. (જે ધરતી અને આકાશોની બાદશાહતોનો માલિક છે.)"

وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا كَاۗفَّةً لِّلنَّاسِ بَشِيْرًا وَّنَذِيْرًا وَّلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۲۸﴾ (સૂ. સબા, આ. ૨૮)

અનુવાદ : "અને (હે પયગમ્બર !) અમે તમને સમગ્ર મનુષ્યો માટે ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવીને મોકલ્યા છે, પરંતુ ઘણા લોકો જાણતા નથી."

اِنْ هُوَ اِلَّا ذِكْرٰى لِلْعٰلَمِيْنَ ﴿۹۰﴾ (સૂ. અન્આમ, આ. ૯૦માંથી)

અનુવાદ : "આ તો એક જાહેર શિખામણ છે, તમામ દુનિયામાં રહેનારાઓ માટે."

وَمَآ اَرۡسَلۡنٰكَ اِلَّا رَحۡمَةً لِّلۡعٰلَمِيۡنَ (સૂ. અમ્બિયા, આ. ૧૦૭)

અનુવાદ : "હે પયગમ્બર ! અમે તો તમને દુનિયાવાળાઓ માટે રહમત (દયા અને કૃપા) બનાવીને મોકલ્યા છે." જો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગઝવાત (અને કિતાબ પણ દુનિયા માટે સંપૂર્ણ રહમત–કૃપાદૃષ્ટિ પુરવાર થયા છે.

ડૉ. અલ્લામા ઈકબાલ (રહ.) એક શે'રમાં ફરમાવે છે :

**"લુત્ફે કહ્રે ઉ સરાપા રહમતે,**
**આં બયારા ઈં બ અઅ્દા રહમતે."**

ભાવાર્થ : તેની નરમી અને તેનો ક્રોધ બન્ને રહમત છે. આ મિત્રો માટે અને તે દુશ્મનો માટે રહમત છે.

નુબુવ્વતની પૂર્ણાહુતિનું સાચું રહસ્ય એ જ છે કે નુબુવ્વતે મુહમ્મદી પૂરી દુનિયા માટે કિયામત સુધી છે અને જિન્નાતો તથા મનુષ્યો બધાના માટે જ છે. બીજા કોઇ નબીની (હવે) જરૂરત છે જ નહીં. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સર્વવ્યાપી રહમતનો જ પ્રતાપ–પ્રકાશ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દુનિયામાં એક માત્ર એકેશ્વરવાદના અકીદાને (માન્યતાને) માનવીય સમાનતાની શુદ્ધ વિચારધારા, માનવતાના સન્માનનો જુસ્સો, નાઉમ્મીદી (નિરાશા) અને નિરાશાવાદને બદલે આશાવાદિતા અને ઉચ્ચ દરજ્જાની હિમ્મત (ઉત્સાહ), દીન અને દુનિયાની એકતાનો વિચાર અને અસલી ધ્યેય અને ઇચ્છાશક્તિ ઉપર સંપૂર્ણ ધ્યાનનો જુસ્સો પેદા કરવાનો છે. આ ક્રાંતિ નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુઅ્જિઝહ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના 'રહમતુલ લિલ આલમીન' હોવાનો ચમત્કાર છે.

## (૧૦૦) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મકસદો (ધ્યેયો) અને હેતુઓ :

કુર્આન શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મકસદો (ધ્યેયો), હેતુઓ અને ફરજોનું વર્ણન વારંવાર આવ્યું છે, જેમાં

- લોકોને કુર્આનના શબ્દો અને વાક્યોનું શિક્ષણ.
- અખ્લાકની સુધારણા અને સંસ્કારિતા અને શુદ્ધ ચારિત્ર્યપૂર્ણ સંસ્કારોની સ્થાપના.
- વિદ્વતા (સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાલીમ).
- સદાચારીઓને સારા બદલાની ખુશખબરી (તબશીર).
- ન માનનારાઓ–અવજ્ઞાકારીઓને ખરાબ બદલાથી ડરાવવા–ધમકાવવા.
- અમ્ર બિલ મઅ્રૂફ (ભલાઈની તરફ બોલાવવા).
- નહ્ય અનિલ મુન્કર (બુરાઈઓથી રોકવા).

● હરામ અને હલાલની હદબંધી કરવી, સર્વશ્રેષ્ઠ અલ્લાહની દાવત, અલ્લાહના દીનનો પ્રચાર, ન્યાયને સર્વવ્યાપી કરવો, સત્ય ધર્મનો જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં અવિર્ભાવ કરવો, ભૌતિક અને આધ્યાત્મિક દરેક પ્રકારની ગંદગી અને તમામ પ્રકારના ખોટા મૂર્ખતાપૂર્ણ રીતરિવાજોના બંધનોને તોડવા અને તેમનો નાશ કરવો અને અલ્લાહની તબ્લીગ વગેરે સૌથી આગળ આગળ છે.

## (૧૦૧) અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આજ્ઞાનું પાલન :

કુર્આનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પ્રકાશિત દીપક (સિરાજે મુનીર), દિવ્ય પ્રકાશ (નૂર), ગવાહ (શાહિદ–કિયામતના

દિવસે ઉમ્મત માટે સાક્ષી આપવાવાળા) ઘોષિત કરવામાં આવ્યા છે અને ઠેકઠેકાણે અલ્લાહની આજ્ઞાનું પાલન અને અનુસરણની સાથે સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આજ્ઞાનું પાલન અને અનુસરણ કરવાનું વર્ણન કરવામાં આવ્યું છે :

ٱلنَّبِيُّ أَوْلَىٰ بِٱلْمُؤْمِنِينَ مِنْ أَنفُسِهِمْ ۖ (સૂ. અહઝાબ : ૬)

અનુવાદ : "નિ:શંક, નબી (પયગમ્બર)ને તો ઈમાનવાળાઓ માટે તેમના પોતાના સ્વયં ઉપર પ્રાથમિકતા પ્રાપ્ત છે." સૂરએ તૌબામાં યોગ્ય રીતે જ ફરમાવવામાં આવ્યું છે કે, "જો મા–બાપ અને અવલાદ, ભાઈ–બહેન અને કુટુંબીઓ, સગાં–વહાલાં, વેપાર અને ધંધા–રોજગાર, ધન–દૌલત વગેરે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને જિહાદથી વધારે વહાલાં છે તો અલ્લાહના અઝાબની રાહ જોવામાં આવે."

قُلْ إِن كَانَ آبَاؤُكُمْ وَأَبْنَاؤُكُمْ وَإِخْوَانُكُمْ وَأَزْوَاجُكُمْ وَعَشِيرَتُكُمْ وَأَمْوَالٌ اقْتَرَفْتُمُوهَا وَتِجَارَةٌ تَخْشَوْنَ كَسَادَهَا وَمَسَاكِنُ تَرْضَوْنَهَا أَحَبَّ إِلَيْكُم مِّنَ اللَّهِ وَرَسُولِهِ وَجِهَادٍ فِي سَبِيلِهِ فَتَرَبَّصُوا حَتَّىٰ يَأْتِيَ اللَّهُ بِأَمْرِهِ ۗ وَاللَّهُ لَا يَهْدِي الْقَوْمَ الْفَاسِقِينَ ﴿٢٤﴾

(સૂ. તૌબા, આ. ૨૪)

અનુવાદ : "હે નબી ! કહી દો કે તમારા પિતાઓ અને તમારા પુત્રો અને તમારા ભાઈઓ અને તમારી પત્નીઓ અને તમારા સગાં–સંબંધીઓ અને તમારા ધન–દૌલત જે તમે કમાયા છો અને તમારા તે વેપાર–ધંધા જેના મંદ પડી જવાનો તમને ભય છે અને તમારા તે ઘર જે તમને પસંદ છે, તમને અલ્લાહ અને તેના રસૂલ અને તેની રાહમાં જિહાદ (સંઘર્ષ)થી વધુ

પ્રિય છે તો રાહ જુઓ, જ્યાં સુધી અલ્લાહ પોતાનો નિર્ણય તમારા સામે લઇ આવે અને અલ્લાહ અવજ્ઞાકારીઓનું માર્ગદર્શન નથી કરતો.

وَمَآ اٰتٰىكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ ۚ (સૂ. હશ્ર, આ. ૭માંથી)

અનુવાદ : "જે કંઇ રસૂલ તમને આપે તે લઇ લો અને જે વસ્તુથી તમને રોકી દે તેનાથી રોકાઇ જાવ."

مَنْ يُّطِعِ الرَّسُوْلَ فَقَدْ اَطَاعَ اللّٰهَ ۚ (સૂ. નિસાઅ : ૮૦)

અનુવાદ : "જેણે રસૂલનું આજ્ઞાપાલન કર્યું તેણે હકીકતમાં અલ્લાહનું આજ્ઞાપાલન કર્યું."

قُلْ اِنْ كُنْتُمْ تُحِبُّوْنَ اللّٰهَ فَاتَّبِعُوْنِيْ يُحْبِبْكُمُ اللّٰهُ وَيَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ ۭ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٣١ قُلْ اَطِيْعُوا اللّٰهَ وَالرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّوْا فَاِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْكٰفِرِيْنَ ۝٣٢

(સૂ. આલિ ઇમરાન, આ. ૩૧–૩૨)

અનુવાદ : "હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! લોકોને કહી દો, 'જો તમે ખરેખર અલ્લાહને ચાહતા હોવ તો મારું અનુસરણ કરો. અલ્લાહ તમને ચાહશે–પ્રેમ કરશે અને તમારી ભૂલોને માફ કરી દેશે. તે મોટો ક્ષમા આપનાર અને દયાળુ છે.' તેમને કહો, 'અલ્લાહ અને રસૂલનું આજ્ઞાપાલન સ્વીકારી લો.' પછી જો તેઓ તમારું આ આમંત્રણ ન સ્વીકારે તો ચોક્કસપણે તે સંભવ નથી કે અલ્લાહ એવા લોકોને પ્રેમ કરે, જેઓ તેનું અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરવાનો ઇન્કાર કરતા હોય."

આજ્ઞાપાલન અને પાપ સંબંધી કુર્આનની ઘણી બધી આયતો છે, જેનું વિગતવાર ઉંડાણપૂર્વકનું વર્ણન આપણા વિષય–ક્ષેત્રની બહારનું છે.

## (૧૦૨) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું જીવન એક આદર્શ નમૂનારૂપ :

કુર્આન શરીફ ઈમાનવાળાઓને સંબોધીને ફરમાવે છે :

لَقَدْ كَانَ لَكُمْ فِي رَسُوْلِ اللّٰهِ اُسْوَةٌ حَسَنَةٌ لِّمَنْ كَانَ يَرْجُوا اللّٰهَ وَالْيَوْمَ الْاٰخِرَ وَذَكَرَ اللّٰهَ كَثِيْرًا ﴿٢١﴾

*(સૂ. અહઝાબ, આ. ૨૧)*

અનુવાદ : "હકીકતમાં તમારા માટે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં એક ઉત્તમ આદર્શ છે. દરેક તે વ્યક્તિ માટે જે અલ્લાહ અને આખિરતના દિવસની અપેક્ષા રાખતો હોય અને અલ્લાહનું પુષ્કળ પ્રમાણમાં સ્મરણ કરે."

અકીદાઓ (માન્યતાઓ), ઈબાદતો, પરસ્પરના વ્યવહારો, ચારિત્ર્ય અને સમાજ, તમામે તમામ ક્ષેત્રોમાં સીરતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જીવન જીવવાનો એક આદર્શ નમૂનો છે. આ વિષયની સ્પષ્ટતા (વિવરણ) કરવાનો હક અલ્લામા સય્યિદ સુલયમાન નદવી (રહ.)ના શબ્દોથી વધીને અન્ય કોઈ પણ રીતે અદા થઈ શકે તેમ નથી. આપ (રહ.) લખે છે :

> "એક એવું વ્યક્તિગત જીવન કે જે માનવતાના દરેક સમુદાય અને દરેક માનવીય પરિસ્થિતિના વિવિધ પ્રગટસ્થાનો, દરેક પ્રકારની સાચી ભાવનાઓ અને સર્વોત્તમ સદ્વ્યવહાર–સંપૂર્ણ સદાચારનો સંગ્રહ હોય તો તે ફક્ત મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવનનો આદર્શ નમૂનો–સીરતે પાક–પવિત્ર જિંદગી છે. જો

તમે ધનવાન છો તો મક્કાના વેપારી અને બેહરીનના ધનભંડાર રાખનારાનું અનુકરણ કરો, જો તમે ગરીબ છો તો અબી તાલિબના કુળ (કુટુંબ)ના કેદીઓ અને મદીના મુનવ્વરહના સર્વશ્રેષ્ઠ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હાલતને જુઓ, જો તમે બાદશાહ છો તો સુલતાને અરબ-અરબના રાજવીનું જીવનવૃત્તાંત વાંચો, જો તમે પ્રજા છો તો કુરૈશના પ્રજાજનો-ગુલામો-આજ્ઞાપાલકોને એક નજરે જુઓ, જો તમે વિજયી છો તો બદર અને હુનૈનના સરસેનાપતિ ઉપર નજર નાખો, જો તમે હાર ખાધી છે તો ઉહુદની લડાઈમાંથી બોધપાઠ ગ્રહણ કરો, જો તમે ઉસ્તાદ અને શિક્ષક છો તો સુફ્ફાના વર્ગખંડ (ચબૂતરા)ના શિક્ષકની પવિત્રતાને જુઓ, જો તમે વિદ્યાર્થી છો તો રૂહુલ અમીન-જિબ્રઈલ અલયહિસ્સલામની સામે બેઠેલા વિદ્યાર્થી ઉપર નજર ઠેરવો, જો તમે વકતા કે ઉપદેશક છો તો મસ્જિદે મદીનહના મિમ્બર ઉપર ઊભા રહેનારા (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વાતો સાંભળો, જો એકલતા અને લાચારીની સ્થિતિમાં સચ્ચાઈનો સાદ પાડનારની જવાબદારી અદા કરવાની ઇચ્છા ધરાવો છો તો મક્કાના બેસહારા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક જિંદગીનો નમૂનો તમારી સામે છે. જો તમે સચ્ચાઈની મદદ પછી તમારા દુશ્મનોને હરાવીને પોતાના વિરોધીઓને નિર્બળ બનાવી ચૂક્યા હોવ તો મક્કાના વિજેતાનું દશ્ય નિહાળો; જો તમે પોતાના કામધંધા અને દુન્યવી કામકાજને વ્યવસ્થિત કરવાની ઇચ્છા ધરાવો છો તો બનૂ નઝીર, ખૈબર અને ફિદકની

જમીનોના માલિકોનો કારોબાર અને વ્યવસ્થાપનને નિહાળો, જો તમે યતીમ હોવ તો અબ્દુલ્લાહ અને આમિનહના જીગરના ટુકડાને ન ભૂલો, જો તમે બાળક હોવ તો હલીમા સાદિયહના લાડકવાયાને જુઓ, જો તમે યુવાન છો તો મક્કાના એક ઘેટાં–બકરાં ચરાવનારનું જીવનવૃત્તાંત વાંચો, જો તમે મુસાફરીના ધંધામાં છો તો બસરાના કાફલાઓના સરદારોના ઉદાહરણો–દષ્ટાંતો જુઓ, જો તમે ન્યાયાલયના ન્યાયાધીશ છો અને પંચાયતોના લવાદ છો–મધ્યસ્થી છો તો કા'બામાં નૂરે આફતાબ પ્રકાશિત થાય તે પહેલાં દાખલ થનાર મધ્યસ્થીને જુઓ, જે હજરે અસ્વદને કા'બાના એક ભાગમાં મૂકી રહયો છે, મદીનાની કાચી મસ્જિદની પરસાળમાં–સહેનમાં બેસનાર–બેસવાવાળા ન્યાયાધીશને જુઓ, જેની નજરમાં ન્યાયની બાબતે રાજા અને રંક તથા અમીર અને ગરીબ બધા જ બરાબર હતા, જો તમે પત્નીઓના પતિ છો તો હઝરત ખદીજહ (રદિ.) અને હઝરત આઇશા (રદિ.)ના પતિના પવિત્ર જીવનનો અભ્યાસ કરો, જો તમે અવલાદવાળા છો તો હઝરત ફાતિમા (રદિ.)ના પિતા અને હઝરત હસન (રદિ.) અને હઝરત હુસૈન (રદિ.)ના નાનાની હાલત વિશે પૂછો. ટૂંકમાં તમે જે કંઇ પણ હોવ અને ગમે તેવી સ્થિતિમાં હોવ તમારી જિંદગી માટે દષ્ટાંતરૂપ–નમૂનારૂપ અને તમારા જીવનના શુદ્ધિકરણ માટે અને સુધારણા માટેનો સામાન, તમારી અજ્ઞાનતા માટેનું માર્ગદર્શન (અંધકાર માટેનો પ્રકાશ)નો દીપક અને માર્ગદર્શનનો દિવ્યપ્રકાશ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મહાન વિદ્વતા–

વ્યાપકતાના ખજાનામાં દરેક સમયે અને દરેક પળે મળી શકે છે. એટલા માટે માનવતાના દરેક વિભાગ–ક્ષેત્રના વિદ્યાર્થી અને ઈમાનના નૂરના દરેક ઈચ્છુક માટે ફક્ત અને ફક્ત મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સીરત માર્ગદર્શનનો આદર્શ નમૂનો અને બખ્શિશનો માર્ગ છે. મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પવિત્ર જીવન જેની નજરોની સામે છે, તેની નજરોની સામે નૂહ અને ઈબ્રાહીમ (અલૈ.), અય્યૂબ (અલૈ.), યૂનુસ (અલૈ.), મૂસા (અલૈ.) અને ઈસા (અલૈ.) વગેરે તમામનું જીવન ચરિત્ર–સીરત મવજૂદ છે. અર્થાત્ બીજા તમામ અમ્બિયાએ કિરામની સીરતે પાક એક જ સિક્કાની બે બાજુઓ સમાન છે અને મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર જિંદગી, સદ્ચારિત્ર્ય અને આચરણની દુનિયાનું સૌથી મોટું બજાર છે, જ્યાં દરેક વસ્તુના ખરીદનારાઓ અને દરેક ચીજના ઈચ્છુકો માટે સર્વશ્રેષ્ઠ સામાન મવજૂદ છે.

**દરે ફયઝે મુહમ્મદ વા હૈ, આયે જીસકા જી ચાહે,**
**ન માને આંતિશે દોઝખમેં જાયે જીસકા જી ચાહે.**

**સમાપ્ત**

# આધાર ગ્રંથો

## કુર્આનિયાત :

(૧) તફસીરે બયાનુલ કુર્આન – હકીમુલ ઉમ્મત મૌલાના અશરફઅલી થાનવી (રહ.)
(૨) મઆરિફુલ કુર્આન – હઝરત મૌલાના મુફ્તી મુહમ્મદ શફીઅ સા. (રહ.)
(૩) તદબ્બુરે કુર્આન – મૌલાના અમીન અહસન ઈસ્લાહી (રહ.)
(૪) તરજુમાનુલ કુર્આન – મૌલાના અબુલ કલામ આઝાદ (રહ.)
(૫) તફસીરે ઉસ્માની – અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)
(૬) તફસીરે માજિદી – મૌલાના અબ્દુલ માજિદ દરિયાબાદી (રહ.)
(૭) તફસીરે જામિઉલ બયાન – ઈમામ ઈબ્ને જરીર તબરી (રહ.)
(૮) અલ્ જામિઉલ અહકામિલ કુર્આન – અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન અહમદ અલ અન્સારી અલ કરતબી (રહ.)
(૯) અહકામુલ કુર્આન – ઈબ્નુલ અરબી
(૧૦) અદુર્રુલ્ મન્સૂર – જલાલુદ્દીન સુયૂતિ (રહ.)
(૧૧) રૂહુલ મઆની – અલ્લામહ આલૂસી (રહ.)
(૧૨) તફસીરે ઈબ્ને કષીર – ઈમામ ઈબ્ને કષીર (રહ.)
(૧૩) તફસીરે મઝહરી – કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.)
(૧૪) તફસીરે હક્કાની – મૌલાના અબ્દુલ હક્ક હક્કાની (રહ.)

## હદીષના ગ્રંથો :

(૧૫) સહીહુલ બુખારી – ઈમામ બુખારી (રહ.)
(૧૬) સહીહુલ ઈમામ મુસ્લિમ – ઈમામ મુસ્લિમ (રહ.)
(૧૭) જામિઅ્ તિરમિઝી – ઈમામ તિરમિઝી (રહ.)
(૧૮) સુનને અબી દાવૂદ – ઈમામ અબૂ દાવૂદ (રહ.)
(૧૯) સુનને ઈબ્ને માજહ – ઈમામ ઈબ્ને માજહ (રહ.)
(૨૦) સુનને નસાઈ – ઈમામ નસાઈ (રહ.)
(૨૧) અલ મુસ્તદરક – અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ અલ હાકિમ નિશાપૂરી (રહ.)
(૨૨) મુસ્નદે ઈમામ અહમદ – ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)

(૨૩) મઆરિફુલ હદીષ – મૌલાના મંઝૂર નોઅમાની (રહ.)

## સીરતના ગ્રંથો :

(૨૪) સીરતે ઇબ્ને હિશામ – ઇબ્ને હિશામ (રહ.)

(૨૫) ઝાદુલ મઆદ – હાફિઝ ઇબ્ને કય્યિમ

(૨૬) મુખ્તસરુસ્સિયર – શૈખ મુહમ્મદ ઇબ્ને અબ્દુલ વહ્હાબ નજદી

(૨૭) અસ્સીરતુન્નબવિય્યહ – ઇમામ ઇબ્ને કષીર

(૨૮) અસ્સીરતુન્નબવિય્યહ ફી ઝવઇલ કુર્આની વસ્સુન્નહ – મુહમ્મદ બિન મુહમ્મદ અબૂ શહબહ

(૨૯) સીરતુન્નબી – અલ્લામહ શિબ્લી નોઅ્માની (રહ.) અને અલ્લામહ સય્યિદ સુલયમાન નદવી (રહ.)

(૩૦) ખુત્બાતે મદ્રાસ – અલ્લામહ સય્યિદ સુલયમાન નદવી (રહ.)

(૩૧) દિરાસહ ફિસ્સિરાત – ઇમામુદ્દીન ખલીલ

(૩૨) નબીએ રહમત – હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી નદવી (રહ.)

(૩૩) રહમતુલ લિલ આલમીન – કાઝી મુહમ્મદ સુલયમાન મન્સૂરપૂરી (રહ.)

(૩૪) રસૂલે રહમત – મૌલાના અબુલ કલામ આઝાદ (રહ.)

(૩૫) અસહુકુસ્સિયર – મૌલાનાં અબ્દુર્રઊફ દાનાપૂરી

(૩૬) સીરતુલ મુસ્તફા – મૌલાના મુહમ્મદ ઇદરીસ કાંધલવી

(૩૭) ઉસ્વએ હસનહ – મુહમ્મદ શરીફ કાઝી

(૩૮) અર્રહીકુલ મખ્તૂમ – મૌલાના શફીઉર્રહમાન મુબારકપૂરી

(૩૯) સીરતે ખાતમુલ અમ્બિયા – હઝરત મૌલાના મુફતી મુહમ્મદ શફીઅ (રહ.)

(૪૦) હયાતે મુહમ્મદ (સલ.) – મુહમ્મદહુસૈન હયકલ

(૪૧) અશ્શિફાઅ્ – કાઝી ઈયાઝ

(૪૨) હદાઇકુલ અનવાર વ મતાલિઉલ અસરાર ફી સીરતીન્નબિય્યિલ મુખ્તાર – ઇબ્નુન દીબ અશ્શયબાની અશ્શાફિઇ

(૪૩) સીરતે રસૂલે કરીમ – મૌલાના હિફઝુર્રહમાન સિયૂહારવી

  